# યાગ્રહ

મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહ વિષે લેખો,
હન્ટર કમિટિ સમક્ષ તેમની જુબાની,
તથા તેમના " સત્યાગ્રહની ઉંડી લડતનો
અનુભવ " વગેરે લેખો સહિત.



પ્રસિદ્ધ કર્તા
પ્રકાશીય સાહિત્ય મન્દિર
દોલતખાના, ૪૧૦૫—અમદાવાદ.

મૂલ્ય
૬ આના.

# સત્યાગ્રહ.

( હંટર કમિટિ સમક્ષ સત્યાગ્રહના ભવ્ય નિરૂપણ યુક્ત મહાત્મા ગાંધીજીની જુબાની તથા સત્યાગ્રહ વિષે તેમના ઉપયોગી લેખોનો સંગ્રહ. )

પ્રસિદ્ધ કર્ત્તા

**પ્રજાકીય સાહિત્ય મન્દિર.**

દોલતખાના ૪૧૦૫-અમદાવાદ.

આવૃત્તિ બીજી પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૯ સને ૧૯૨૨.

શ્રી જ્ઞાનમન્દિર પ્રિન્ટિંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.

ઠે. રાયપુર વાઘેશ્વરની પોળ—અમદાવાદ.

# પ્રસ્તાવના.

અત્યારે દેશમાં પ્રવર્તી રહેલી પરિસ્થિતિને અંગે દેશને સત્યાગ્રહનું શસ્ત્ર અજમાવવાની ફરજ આવી પડેલી છે. તેવા સમયે સત્યાગ્રહનું ખરું સ્વરૂપ જાણવું આવશ્યક છે. સત્યાગ્રહના મહાન નેતા મહાત્મા ગાંધીજીએ એ વીષે 'નવજીવન' વગેરેમાં ઘણા લેખો પ્રસિદ્ધ કરેલા છે. હન્ટર કમિટિ સમક્ષ મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહના તત્વનું સ્પષ્ટ નિરૂપણ કરેલું છે. જનસમાજ :મહાત્માજીના :સત્યાગ્રહ વિષેના વિચારો પુનઃ પુનઃ વાંચી વિચારી શકે તેથી "નવજીવન" ની અંદરના સત્યાગ્રહ વિષેના કેટલાક ઉપયોગી લેખો, તેમની હન્ટર કમિટિ સમક્ષની જુબાની તથા "ઈન્ડીઅન ઓપીનીઅન" ના સુવર્ણ અંકમાં તેમણે લખેલ "સત્યાગ્રહની છેલ્લી લડતનો અનુભવ" અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે. આશા છે કે જનસમાજને તે માર્ગસૂચક તેમજ ઉપયોગી નીવડશે.

ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી.
વ્યવસ્થાપક–પ્રજાકીય સાહિત્ય મન્દિર.

પ્રજાકીય સાહિત્ય મન્દિર તરફથી
છપાવી પ્રસિદ્ધ કરનાર–ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી.

# સત્યાગ્રહ.*

સત્યાગ્રહને વિષે આપણામાં તેમજ અંગ્રેજોમાં હજુ એટલી બધી ગેરસમજ જોઉં છું કે, એને વિષે જો કે હું ઘણું લખી ચૂક્યો છું અને બોલી ચૂક્યો છું તો પણ, પુનરૂક્તિનો દોષ આવે તે વ્હોરીને યે કંઇક કહેવું વાસ્તવિક ગણું છું.

સત્યાગ્રહ શબ્દ અમુક પ્રવૃત્તિને સૂચવવાને સારૂ દક્ષિણ આફ્રિકામાં નવો યોજવામાં આવ્યો હતો. દક્ષિણ આફ્રિકામાં આપણા ભાઇઓ જે મહા લડત લડી રહ્યા હતા તેને પ્રથમ તો ગુજરાતીમાં પણ સૌ 'પૅસિવ રિઝિસ્ટન્સ' ને નામે ઓળખતા હતા. અંગ્રેજોની એક સભામાં હું એ લડતને વિષે ભાષણ આપતો હતો ત્યાં એ સભાના અંગ્રેજ પ્રમુખે એમ કહ્યું કે, હિંદુઓ બિચારા વોટ વિનાના અને હથીઆર વિનાના હોઇ 'પૅસિવ રિઝિસ્ટન્સ' સિવાય બીજું શું કરી શકે? નબળાનું હથીઆર તો 'પૅસિવ રિઝિસ્ટન્સ' જ હોય. એ પ્રમુખ મ્હારા મિત્ર હતા. એણે તો સરળ ભાવે આવા વિચારો દર્શાવ્યા, પણ હું ઝંખવાણો પડયો. મને ખબર હતી કે હિંદી પ્રજા જે યુદ્ધ દક્ષિણ આફ્રિકામાં કરી રહી હતી એ પોતાની નબળાઇને લીધે ન હતું. ઇરાદાપૂર્વક તે પ્રકારનું યુદ્ધ હિન્દી કોમે કબૂલ કર્યું હતું. મારો સમય

---

* પરેટીના "સાંજ વર્તમાન" ના અંકમાંથી ગાંધીજીનો આ લેખ છે.

આવ્યો ત્યારે મેં મારા મિત્રના ઉપલા વિચારો સુધાર્યા અને જણાવ્યું કે, દક્ષિણ આફ્રિકાના હિંદુઓના જેવું યુદ્ધ નબળા માણસથી કરાય જ નહિ. જે હિંમતની જરૂર સિપાઇઓને વિષે રહેલી છે તેનાથી વિશેષ હિંમત આ યુદ્ધમાં હું જોઈ રહ્યો હતો.

હું જ્યારે તે લડતને અંગે ઇંગ્લંડ ગયો હતો ત્યારે મેં જોયું કે, 'સફ્રેજેટ' બાઇઓ મકાનો બાળતી હતી, અમલદારોને ચાબુક મારતી હતી, અને એઓની લડવાની ઢબને પણ પોતે 'પૅસિવ રિઝિસ્ટન્સ' ને નામે ઓળખાવતી હતી; અને જનસમાજ એ નામથી એને ઓળખતી હતી. દક્ષિણ આફ્રિકાના યુદ્ધમાં ક્યાંએ આવા હુમલાને અવકાશ ન હતો.

તેથી મેં જોયું કે દક્ષિણ આફ્રિકાની લડતને 'પૅસિવ રિઝિસ્ટન્સ'ને નામે ઓળખાવવામાં બહુ ભય છે. એને સારૂ અંગ્રેજી શબ્દ પ્રચલિત થઇ શકે એવો તો મને ત્યાં નજ મળી શક્યો. અંગ્રેજોની–ઉપર જણાવી ગયો તે–સભામાં મેં આપણી લડતને 'સોલ ફોર્સ' ને નામે ઓળખાવી. પણ એ શબ્દ હમેંશાં લડતને સૂચવવા સારૂ વાપરવાની મારી હિંમત ન ચાલી. બાહોશ અંગ્રેજ મિત્રો પણ 'પૅસિવ રિઝિસ્ટન્સ' શબ્દની અપૂર્ણતા જોઇ શક્યા હતા, પણ મને બીજો શબ્દ આપી ન શકયા. 'સિવિલ રિઝિસ્ટન્સ' એ શબ્દ એ લડતનો બરોબર સૂચક શબ્દ છે. એ મને થોડા સમય થયાંજ અનાયાસે સૂઝી આવ્યો, અને તેથી હું અંગ્રેજીમાં તો તેનો ઉપયોગ કરી રહ્યો છું. જે અર્થ 'સિવિલ ડિસઓબીડિયન્સ' માં સમાએલો છે એના કરતાં વિશાળ અર્થ 'સિવિલ રિઝિસ્ટન્સ' માં આવે છે. છતાં એ 'સત્યાગ્રહ' કરતાં ઓછું સૂચવનારો શબ્દ છે.

દક્ષિણ આફ્રિકામાં મેં વળી જોયું કે, આપણી લડતમાં કેવળ સત્ય અને ન્યાય જ હતાં, અને લડત લડવાને સારૂ જે બળનો પ્રયોગ

કરવામાં આવતો હતો તે પશુબળ ન હતું પણ આત્મિક બળ હતું. તે ગમે તેટલું ઓછું તો પણ એ આત્માને જ લગતું બળ હતું. એ બળનો પ્રયોગ આપણે પશુઓમાં જોઇ શકતા નથી; અને સત્યમાં હમેશાં આત્માનો પ્રભાવ રહેલો છે તેથી દક્ષિણ આફ્રિકાની લડતને આપણી ભાષાઓમાં સત્યાગ્રહને નામે ઓળખાવવાનું શરૂ કર્યું.

આમ સત્યાગ્રહ શબ્દનું મૂળ પવિત્રતામાં રહેલું છે એમ કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય. હવે આપણે સમજી શકીએ છીએ કે સત્યાગ્રહમાં કેવળ કાયદાનો સવિનય ભંગ નથી. કેટલીક વેળા એવો ભંગ ન કરવામાં યે સત્યાગ્રહ હોઇ શકે. જ્યારે કાયદાનો સવિનય ભંગ કરવો એવી આપણને ફરજ જણાય, એવો ભંગ ન કરવાથી આપણા પુરૂષાર્થને, આપણા આત્માને હિણપત લાગે, તે સમયે કાયદાનો સવિનય ભંગ એજ સત્યાગ્રહ હોઇ શકે. આ પ્રકારનો સત્યાગ્રહ સરકારની સામેજ નહિ, પણ સમાજની વચ્ચે પણ હોઇ શકે. સ્ત્રીપુરૂષ વચ્ચે, બાપદીકરા વચ્ચે, મિત્રો વચ્ચે પણ હોઇ શકે. ટુંકામાં હરકોઈ ક્ષેત્રમાં અને લગભગ હરકોઇ સુધારાને સારૂ આ ભારે શસ્ત્રનો આપણે ઉપયોગ કરી શકીએ છીએ. એ શસ્ત્ર પ્રહાર કરનારને અને જેની ઉપર તેનો પ્રહાર થાય છે એ બન્નેને પવિત્ર કરનાર છે. તેના સદુપયોગનું પરિણામ કોઇ પણ કાળે વિપરીત હોય જ નહિ. તેમાં હમેશાં સફળતા જ રહેલી છે. સત્યાગ્રહને નામે દુરાગ્રહ થાય અને માઠાં પરિણામો આવે એમાં સત્યાગ્રહનો દોષ નજ કાઢી શકાય.

આવો સત્યાગ્રહ ઘણે ભાગે કુટુંબોમાં જાણ્યેઅજાણ્યે ચલાવવામાં આવે છે. એટલે કે દીકરાને બાપનો અન્યાય જોવામાં આવે, તો દીકરો એ અન્યાયને કબૂલ નહિ કરતાં બાપ જે સજા કરે તે આનંદે ભોગવી લે છે; અને એમ કરતાં છેવટે વિકાળ બાપને પણ વશ કરી તેની પાસેથી ન્યાય મેળવવા સમર્થ થાય છે. પણ આપણે જડતા Inertia ના બળને વશ થઇને આ કાયદાનો ઉપયોગ કૌટુમ્બિક

ક્ષેત્રની બહાર કરતાં અચકાઇએ છીએ. તેથી રાજ્યપ્રકરણી વિષયોમાં અને સામાજિક વિષયોમાં સત્યાગ્રહ કરવાના અખતરાને મેં નવો માન્યો છે. એ અખતરો નવો છે એવું ધ્યાન પહેલવહેલું મરહુમ ટોલ્સ્ટોયે તેના પત્રમાં ખેંચ્યું હતું.

કેટલાક એમ માને છે કે સત્યાગ્રહ તો માત્ર ધાર્મિક વિષયોમાં જ થઇ શકે. મારો બહોળો અનુભવ એથી ઊલટું સિદ્ધ કરે છે. બીજા વિષયોમાં તેનો પ્રયોગ કરીને આપણે તેમાં ધર્મને દાખલ કરીએ છીએ, અને તેમ કરીને હકીકતમાં વહેલો જય મેળવીએ છીએ, અને અનેક પ્રકારના પાખંડોમાંથી બચી જઇએ છીએ.

મારો દૃઢ વિશ્વાસ છે કે, સત્યાગ્રહમાં અર્થશાસ્ત્રના બહુ સૂક્ષ્મ નિયમોનું પાલન થાય છે. તેથી હું સત્યાગ્રહને વ્યાવહારિક પ્રવૃત્તિ માનું છું. મેં ઉપર બતાવ્યું તે અર્થે સત્યાગ્રહ નવી પ્રવૃત્તિ હોઇને લોકો તેને ન ઓળખવાથી એનો સ્વીકાર થતાં ભલે વિલંબ થાઓ–અને જેમાં ઉત્તમ પરિણામો નિપજાવવાનાં હોય તેમાં વિલંબ થાય તેમાં શી નવાઇ છે!–પણ જ્યારે સત્યાગ્રહ હિંદુસ્તાનમાં વ્યાપક પ્રવૃત્તિ થશે, ત્યારે રાજ્યપ્રકરણી કે સામાજિક સુધારા કરવા સારૂ આપણે અત્યારે ઘણો વખત લઇએ છીએ તે સુધારા પ્રમાણમાં ઘણા ઓછા સમયમાં કરી શકાશે. રાજા પ્રજાની વચ્ચે અવિશ્વાસ અને અંતર છે તે મટશે. તેને બદલે વિશ્વાસ અને પ્રેમ જામશે. આમ જ સમાજના જુદાં જુદાં અંગોને વિષે કહી શકાય.

પ્રજામાં આ પ્રવૃત્તિ બહોળા વિસ્તારમાં ફેલાવવા સારૂ એક જ વસ્તુની જરૂર છે: આગેવાનો તેને શુદ્ધ સ્વરૂપે ઓળખી લે અને તે પ્રજાની આગળ મુકે, તો પ્રજા તેને ઝીલી લેવા તૈયાર છે એવી મારી ખાત્રી છે. તેને ઓળખવાને સારૂ સત્ય અને અહિંસા ઉપર વિશ્વાસ હોવો જોઇએ. સત્યનો અર્થ કરવાની જરૂર નથી. અહિંસાનો હું બહુ

સૂક્ષ્મ અર્થ આ સ્થળે માગતો નથી. જેની પાસેથી આપણે ન્યાય ઇચ્છીએ તેની તરફ આપણે વેરભાવ ન રાખવો, તેને મારીને કે કોઈ પણ પ્રકારની ઇજા કરીને તેની પાસેથી કાર્ય ન લેતાં તેની સાથે વિનય વાપરીને પણ આપણા નિશ્ચયમાં અડગ રહીને કાર્ય કરવું એટલો જ અહિંસાનો અર્થ હું આ જગ્યાએ કરૂં છું. અને એટલીજ અહિંસાની આવા સુધારા કરાવવામાં જરૂરીયાત છે.

સત્યાગ્રહનો અંગીકાર જ્યારે પ્રજા કરશે ત્યારે આપણી બધી પ્રવૃત્તિઓ નોખું જ સ્વરૂપ પકડશે. ઘણી ધાંધલ, આડંબરયુક્ત ભાષણો, ઘણી અરજીઓ, ઘણા ઠરાવો અને ઘણા પ્રપંચોમાંથી આપણે બચી જઇશું. હું તો પ્રજાની સામાજિક, આર્થિક અને રાજ્યપ્રકરણી ઉન્નતિ જેટલે દરજ્જે સત્યાગ્રહમાં જોઇ શકું છું તેટલે દરજ્જે બીજા કશામાં જોઈ શકતો નથી.

## હિંસા અને અહિંસા.

ખિલાફતનો દિવસ આવ્યો અને ગયો. સત્યાગ્રહના—અર્થાત્ કાયદાના સવિનય ભંગના નહિ પણ સત્ય અને અહિંસાના સંપૂર્ણ વિજયનો તે શુભ દિવસ હતો; ૧૯ મી ની હડતાલ પૂરેપૂરી મરજીઆત હતી કારણ કે તેને માટે બધી ચળવળ તે દિવસ પહેલાં જ પૂરી કરવામાં આવી હતી. મીલમજુરોને હડતાલમાં ન ભેળવવામાં ખિલાફત કમિટિએ અદ્ભુત સંયમ દેખાડ્યો છે. તે દિવસની કુશળ વ્યવસ્થા કરવા માટે અને મરજીઆત ધોરણ ચોક્કસ રીતે સ્વીકારવા માટે કમિટિને ફાળામાં ઘણું માન ઘટે છે. પ્રજા ૧૯ મી જેવી તાલીમ અને સંયમ દાખવે અને તેમાં તેટલું જ સ્વાર્થત્યાગનું તત્વ ઉમેરે તો ખિલાફત સંબંધી આપણી આશાઓ સફળ થવામાં કંઇ અંતરાય

આવે નહિ. આળસુઓને કંઈ કામ ધંધો ન હોય તેવે દિવસે મુસલમાન કોમના તેજ સ્વભાવના લોકો ખરા જીગરના વિષયમાં ઉશ્કેરાયેલા હોય ત્યારે શાંતિ જાળવે એમ. એક વરસ ઉપર કોઇ માનત નહિ. પણ જ્યારે પ્રાર્થના કરવાની હોય ત્યારે આળસ હોય જ નહિ. બધાને ફરમાવવામાં આવ્યું હતું કે તમે ગુસ્સે ન થશો પણ સત્યને ખાતર પ્રાર્થના કરજો. એ વાત ખરી છે કે સૌએ બરાબર પ્રાર્થના કરી ન હતી. પણ પ્રાર્થનાનો ભાવ સર્વત્ર ફેલાયેલો હતો; અને વેર, ક્રોધ, કે ઉશ્કેરણીના કરતાં તે ભાવ વધારે પ્રધાન હતો અને તેથી એ આશ્ચર્ય બન્યું કે સાધારણ દિવસે જેમ સૌ શાંતિ જળવાશે એમ ધારે એવી રીતે હડતાલને દિવસે થયું. વીસ હજાર માણસોની મુંબાઇની જંગી સભાનો દેખાવ જોવા જેવો હતો ને જે હજારો માણસોએ તાળીઓ પાડ્યા સિવાય કે બીજાં કંઇ પણ લાગણીનાં ચિન્હ દેખાડ્યા સિવાય ભાષણો સાંભળ્યાં તેમના ચ્હેરા પર દઢતા અંકાએલી હતી. આપણી સભાઓમાં હાલના જમાનાના ઘોંઘાટ, ઉશ્કેરણી અને ગરબડને બદલે પ્રાચીનકાળના જેવી શાંતિ, નિશ્ચયબળ અને વ્યવસ્થાનાં તત્વ દાખલ કરવા માટે કાર્યકર્તાઓને ઉંચામાં ઉંચું માન ઘટે છે. આમાંના એક પ્રકારનાં તત્વોથી સત્યાગ્રહને લાયકના ગુણ કેળવાય છે અને બીજામાંથી ખુનામરકી ઉત્પન્ન થાય છે. અને આ જંગી સભાનો સંદેશ અહિંસાનો છે, હિંસાનો નથી. હુ આશા રાખું છું કે અધિકારીઓ હાલની સ્થિતિનો ખોટો અર્થ નહિ કરે. તે દિવસના આખા સમારંભના તેમજ ઠરાવના પ્રશંસાપાત્ર ભાવની પણ તેઓ કદર કરશે એવી આશા રાખું છું. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આ દેશને કે સામ્રાજ્યને પ્રમાણિકપણે ચાહનાર કોઇ માણસ આ ઠરાવ વિષે વાંધો લઇ શકશે નહિં. હુ એવી ઉમેદ રાખું છું કે આ ચળવળ જે ઢબથી આગળ વધતી જાય છે તે પણ તેઓ બરાબર નીરખશે. હુ ધારૂં છું કે આપણી વચ્ચે જે અદ્દભૂત ધીરજ, સંયમ અને વ્યવસ્થાના ગુણ ખીલી રહ્યા છે તેની પણ તેઓ યોગ્ય કદર કરશે અને તેઓ બીટીશ

સરકારને જણાવશે કે દેશમાં પરમ શાંતિ છે પણ તેની પાછળ "ના" નો જવાબ—ન સ્વીકારવાનો ઉગ્ર નિશ્ચય—રહેલો છે. હું એવી આશા રાખું છું કે ગયા એપ્રીલ મહિનાના જેવું પાપ સરકાર ફરીથી નહિ કરે અને અપમાન તથા પરાજય સિવાય બધું સહેવાનો જે ઉગ્ર આવેશ ઉત્પન્ન થયો છે તેને જુલમથી દાબી દેવાની ફોગટ આશા નહિ રાખે.

લીબરલ લીગ જેવા પ્રતિષ્ઠિત મંડળે ઉતાવળે અને અગાઉથી હડતાલને વખોડી કાઢી એ ઘણા ખેદની વાત છે. જે લોકો આટલા શોકથી પીડાતા હોય અને જેમના ઉપર નિરાશાનું વાદળ ઝઝુમતું હોય છે તેમની લાગણીઓને નિયમસર દર્શાવવાને કંઇ અવકાશ આપવો જોઇએ. આપણા મનના વિચારો વાતચીતમાં કે લખાણમાં દર્શાવતાં આપણે બ્હીતા હતા તેથી જ તે વધારે ને વધારે ઉંડા દટાતા અને જાહેર પ્રજામત રૂપી પ્રચંડ સૂર્યની ખુલ્લા હવાની અસર તેને ન પહોંચે તેથી તે દુર્ગંધથી સડી ગયા અને પરિણામે ખુનામરકીની છુપી ચળવળ આપણા દેશમાં ઉત્પન્ન થઈ. આજે ઇશ્વરકૃપાથી આપણે તે દિવસને વટાવી ગયા છીએ. આપણે નિર્ભયપણે અને ખુલ્લી રીતે તેમજ ખુલ્લા કામ પર મનુષ્યજાતિ જે સંયમ મુકે છે તે સંયમથી—આપણે વિચાર કરવાની, લખવાની અને બોલવાની હિંમત કરીએ છીએ. આ સત્ય પીછાનવાની અને બ્હીકણ સાવધાનતા કરતાં હિંમત કેટલી ચઢીઆતી છે તે વિચારવાની હું લીબરલ લીગના સભાસદોને તેમજ તેમના જેવા વિચાર ધરાવતા સૌને વિનંતી કરૂં છું. પ્રજાના ઉત્કર્ષને સારૂ જે અસંખ્ય સત્વો દરરોજ ઉત્પન્ન થાય છે તેનું નિયમન કરવા તેઓ ચહાતા હોય, તરૂણ ભારતના પ્રસવકાલનાં દોહલાં દુઃખમાં હર્ષભેર ભાગ લેવા ઇચ્છિતા હોય તો તેમણે જમાનાનાં ચિહ્નોની અવગણના કરવી ઘટતી નથી. જુવાન વર્ગના ઉમળકાને તેમણે તરછોડવા જોઇએ નહિ તેમ તેમની ઉકળતી આશાઓ અને મહેચ્છાઓ પર થંડું પાણી નાંખવું જોઇએ નહિ. પણ તેમણે આ

જુવાન, સ્વાર્થત્યાગી મરણીઆ માણસોના વધતા જતા લશ્કરના સેનાપતિ થવું જોઇએ. તેમના પ્રત્યે સહાનુભૂતિ રાખો, તેમના હૃદયના ધબકારાને ઝીલો, અને તેનું નિયમન કરો—કારણ કે દલીલોથી તેમજ તેમની ખાનદાનીને ચેતવવાથી તેઓ વશ થાય છે—અને આપણા દેશને માટે માથું આપે એવું તાલીમબાજ લશ્કર તમારી પાસે મોજુદ થશે; પણ જો તેમને પોતાની અવગણના થયેલી જણાશે, જો તેમને એમ લાગશે કે વયોવૃદ્ધ આગેવાનો તેમની જરૂરીઆતોને લક્ષમાં નહિ લે અને તેમને દોરશે નહિ તો તેઓ નિરાશ થશે. નિરાશાથી તેઓ સાહસિક બનશે અને પરિણામે ભયંકર વિનાશ થશે. સત્યાગ્રહના માર્ગે—અર્થાત્ કાયદાના ભંગને જ નહિ પણ સત્ય અને અહિંસાને માર્ગે—હિંદુસ્થાનને દોરવાનો હાલના જેવો કોઈ પરમ સુંદર અવસર આવ્યો હોય એમ મને યાદ નથી. આવા સત્યાગ્રહમાં હારને તો અવકાશજ નહિ અને જો તેમાં કંઇ ભૂલ થાય તો ભૂલ કરનારનેજ ખમવું પડે.

---

## સત્યાગ્રહનું અઠવાડિયું.

### થોડાક વિચારો.

આ રાષ્ટ્રીય અઠવાડિયું તો હવે થોડા દિવસમાં જ આવી પહોંચશે. જે પ્રસંગ આપણે ઉજવવાનો છે એ યોગ્ય રીતેજ ઉજવાશે એવી અમારી આશા છે. ગયા એપ્રિલની ૧૩ મીએ નિર્દોષની કતલની યાદગિરી જાળવવા માટે આપણે આ અઠવાડિયા દરમ્યાન એકઠી કરેલી રકમથી આપણી ઉત્કૃષ્ટતા, અને પંજાબ માટેની લાગણીનું માપ અને કસોટી થશે. જો યોગ્ય કામ કરનારાઓ મળી આવે તો ત્રીશ કરોડની વસ્તિમાંથી દશ લાખ રૂપિયા એકઠા કરવા એ મોટું કામ નથી. જો

પૈસાદાર અને જાણીતાં ભાઇઓ અને બહેનો આ કાર્યે હાથ ધરે તો આ અઠવાડિયામાં એ જરૂર પૂરૂં કરી શકાય. દરેક જીલ્લામાંથી પ્રમાણમાં પૈસા ભેળા કરવા એજ યોગ્ય છે. છતાં દરેક જીલ્લાના લોકો પોતાના ફાળા કરતાં વધારે એકઠું કરવાનો પ્રયત્ન કરશે એવી અમારી આશા છે. આપણે જો વધારે રકમ એકઠી કરીશું તો કશીયે અડચણ નથી. દશ લાખ એ ઓછામાં ઓછી રકમ છે. આથી દરેક જણ પોતાનો ફાળો ઉદારતાથી આપશે એવી આશા છે.

* * * *

ત્યાર પછી પ્રાર્થના અને અપવાસ છે: આ અસલી રિવાજ છે. શુદ્ધ અપવાસથી શરીર, મન અને આત્માની શુદ્ધિ થાય છે. અપવાસથી દેહને કષ્ટ થાય છે અને એટલે દરજ્જે આત્મા મુક્ત થાય છે. શુદ્ધ હૃદયની પ્રાર્થનામાં ચમત્કાર રહેલો છે. એ દ્વારા આત્મા પોતાની વધારે અને વધારે શુદ્ધિ માટે ઝંખ્યા કરે છે. અને એ રીતે મેળવેલી શુદ્ધિનો કોઈ ઉંચા કામમાં ઉપયોગ થાય ત્યારે તે પ્રાર્થના કહેવાય. ગાયત્રીનો હાલ જે પ્રમાણે ઉપયોગ કરવામાં આવે છે, અને રોગીનો રોગ કાઢવાને સારૂ ગાયત્રીનો જે જપ કરવામાં આવે છે તેથી અમારા આ અર્થને પુષ્ટિ મળે છે. પ્રજાના સંકટ સમયે દીન હૃદયે તન્મયતાથી અને સમજપૂર્વક જો ગાયત્રીનો જપ કરવામાં આવે તો સંકટને વિખેરી નાંખવાને માટે એના જેવું એક પણ સબળ શસ્ત્ર નથી. ગાયત્રીનો જપ કરવો, નિમાજ પઢવી કે પ્રાર્થના કરવી એ બધું તો અજ્ઞાન અને ભોળા લોકોને માટે છે અને એ એમના વહેમ છે એમ માનવું એ મોટામાં મોટી ભૂલ છે. અપવાસ અને પ્રાર્થના એ આત્માની શુદ્ધિ માટેનો સૌથી સરસ રસ્તો છે. જેથી આપણા આત્માની શુદ્ધિ થાય છે તેથી આપણો ધર્મ પણ આપણે વધારે સારી રીતે જાળવી શકીએ છીએ અને આપણા લક્ષ્યસ્થાનની પણ સમીપ આવતા જઇએ છીએ. આથી જો કેટલીકવાર અપવાસ

અને પ્રાર્થના ફોગટ માલૂમ પડે તો તેમાં કાંઇ પણ છે નહિ એમ નથી પરંતુ તેની પાછળ યોગ્ય બળ નથી.

* * * *

જે માણસ જન્માષ્ટમના દિવસની માફક પોતાનો આખો દિવસ અપવાસ કરીને જ ગાળી નાંખે છે તે માણસ અપવાસનું ફળ એટલે શુદ્ધિ મેળવી શકતો નથી. પરંતુ આવી રીતના નકામા અપવાસથી માણસ નિર્બળ બને છે. અપવાસ તો ખરો ત્યારે જ કહેવાય કે જ્યારે અપવાસની સાથે શુદ્ધ વિચારોનું સેવન થાય અને અધમ વાસનાઓની સામે ટક્કર ઝીલવા સંકલ્પ થાય. તેજ પ્રમાણે પ્રાર્થના પણ ખરી ત્યારે જ કહેવાય કે જ્યારે તે સમજપૂર્વક અને ચોક્કસ રીતે થાય. મનુષ્યે તેની સાથે તન્મય થઈ જવું જોઇએ. આપણું મન દશેદિશામાં ભટકતું હોય ત્યારે પ્રભુના નામના મણકા ફેરવવા નકામા છે. આથી અમે આશા રાખીએ છીએ કે આવતું અપવાસ અને પ્રાર્થનાનું રાષ્ટ્રીય અઠવાડિયું માત્ર ઉજવવાની ખાતર નહિ પણ ખરેખરી રીતે ઉજવાશે.

* * * *

હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં જુમા મસજીદમાં ભેળા થતાં અસંખ્ય મુસલમાનોની સત્યના જય માટેની ખરા હૃદયની બંદગી સમયના ભવ્ય દેખાવે ખિલાફતના સવાલનું યોગ્ય નિરાકરણ કરાવવાને માટે જેટલું કર્યું છે એટલું બીજા કશાથી નથી થયું. ફકત પ્રાર્થનાના બળ ઉપર જ ખિલાફતના સવાલનો યોગ્ય ફડચો થઇ જાય તેની ખાતરી આપતાં અમે અચકાતા નથી. અમને કહેવાની જરૂર નથી કે પ્રાર્થનાની શકિત માટેની દલીલો બંને રીતે લાગુ પડે છે, કેમકે પ્રાર્થના કરવાની આપણને જેટલી છૂટ છે, તેટલીજ આપણા શત્રુઓને પણ છે. પરંતુ આ દલીલ પ્રાર્થનાની વિરૂદ્ધ થતી નથી. એ તો ફકત ફળની પ્રાપ્તિથી પ્રાર્થનાની કિંમત આપણે ન આંકી

શકીએ એ બતાવે છે. ઇશ્વરની સાથે સરત ન હોય. પ્રજા તેમજ વ્યક્તિના જીવનવિકાસમાં જૂના સમય થયાં પ્રાર્થનાએ અતિ મહત્વનો ભાગ ભજવ્યો છે એટલું જાણવું બસ છે. અપવાસ અને પ્રાર્થના પોતાના અસલી ગૌરવ અને ભભકમાં સત્યાગ્રહના અઠવાડિયામાં પ્રકાશી ઉઠે એ અમારી આંતરિક ઇચ્છા છે.

**નોંધ**—સત્યાગ્રહના સમયમાં અપવાસ અને પ્રાર્થનાનું મહત્વ કેટલું છે તે દર્શાવવા માટેજ આ લેખ યંગ ઇન્ડીઆમાંથી અત્રે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. નીચેનો લેખ પણ પ્રાર્થનાના મહત્વ માટેજ છે—પ્રકાશક.

---

## સત્યાગ્રહનું અઠવાડિયું.

આવતી ૬ ઠી થી ૧૩ મી સુધીના પવિત્ર રાષ્ટ્રીય અઠવાડીયાના કાર્યક્રમમાં અપવાસ અને પ્રાર્થનાને હું અગ્ર સ્થાન આપું છું. આપણાં પ્રજાજીવનનો વિકાસ કરવાને માટે આ બેની કેટલી જરૂર છે એ વિષે હું ખૂબ બોલી ચૂક્યો છું. આ બધું મેં મારા અંગત અનુભવ ઉપરથી જ કહ્યું છે પરંતુ હાલ એક મિત્રને આ પ્રાર્થનાની બાબતપર જ લખતાં મને અંગ્રેજ કવિ ટેનીસનની એક સુંદર કવિતા હાથ લાગી છે. પ્રાર્થનાની શક્તિ પર લોકોનો વિશ્વાસ બેસે એવી ઉમેદથી હું એ રત્ન વાંચકોને ભેટ કરૂં છું:—

" દુનિયાને સ્વપ્નમાં પણ ખ્યાલ ન હોય એવી ઘણી ચીજો આપણે પ્રાર્થનાથી મેળવી શકીએ છીએ. તેથી ફુવારાના જળની માફક મારે સારૂ તારા સૂરનું ઝરણુ દિનરાત ઝરવા દે. જો ઇશ્વરને પિછાનીને પણ પોતાને સારૂ તેમજ પોતાના મિત્રોને સારૂ બે હાથ જોડીને તેઓ પ્રાર્થના ન કરે તો અંધકારમય જીવન ગાળતાં પશુમાં અને મનુષ્યમાં ફેર શો ? આમ સારી આલમ દરેક રીતે સોનાની સાંકળથી પ્રભુને ચરણે સંકળાએલી છે. "

હિંદુસ્તાનના મારા પ્રવાસ દરમ્યાન મને દરેક ધર્મના મનુષ્યો સાથે ફરવાનો અને હજારો સ્ત્રીઓ અને વિદ્યાર્થીઓના સમાગમમાં આવવાનો પ્રસંગ મળ્યો છે. તેઓની સાથે આપણા પ્રજાકીય પ્રશ્નો પર મેં ખૂબ ઉત્સાહથી ચર્ચા ચલાવી છે. હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે આપણે હજુ આપણી પ્રજાકીય પરિસ્થિતિને પૂરેપૂરી પારખી શક્યા નથી. આ પરિસ્થિતિને પારખવા જેટલી તાલીમ જ આપણને નથી મળી અને હું કહેવાની હિંમત ધરૂં છું કે, સ્વાત્મભોગ, નમ્રતા અને કર્મબળ કેળવવા સારૂ જોઈતી તાલીમ મેળવવાને અપવાસ અને પ્રાર્થના જેવું બીજું એક પણ સાધન નથી. આ ગુણો સિવાય ખરી પ્રગતિ થઈ શકે જ નહિ. હું આથી આશા રાખું છું કે, આખા હિંદુસ્થાનમાં સત્યાગ્રહનું અઠવાડિયું ખરા જીગરની પ્રાર્થના અને અપવાસ કરવામાં પસાર થશે.

આ અઠવાડિયામાં સત્યાગ્રહના એક અંગને–કાયદાના સવિનય ભંગને હું મહત્વ આપવા નથી ઇચ્છતો. સત્ય અને અહિંસા પર ખૂબ વિચાર કરવાની અને તેની શક્તિ પારખવાની સૂચના કરવાનું હું પસંદ કરૂં છું. જો આપણે બધા સત્ય અને અહિંસાના સનાતન સિદ્ધાંતાનુસાર આપણું જીવન ગાળતા થઇશું તો શાંત કે બીજી જાતના કોઈ અવરોધની આપણને જરૂર નહિ રહે.

વિરોધની સામે જ્યારે અમુક માણસો સત્યનું અવલંબન કરવા પ્રયત્નશીલ થાય છે ત્યારે શાંત અવરોધ જન્મ પામે છે. સત્ય શું છે, શાંત અવરોધ કરીને પણ સત્યનું પાલન કેમ કરવું અને સત્યને માટે મથતાં ખૂનામરકીથી મુક્ત શી રીતે રહેવાય એ જાણવું મુશ્કેલ છે. છતાં નાત જાત અને પક્ષના ભેદ સિવાય સૌએ મળીને પ્રજાની ઉન્નતિ અર્થે ઉજવવાના અઠવાડિયામાં શાંત અવરોધ કરવાની સલાહ આપવી ઉચિત છે કે કેમ એ માટે મતભેદ હોઈ શકે.

# આપભોગનો ધર્મ.

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ગીતાજી.

करहिं जाइ तपु सैलकुमारी। नारद कहा सो सत्य बिचारी।
मातु पितहि पुनि यह मत भावा । तपु सुखप्रद दुःखदोष नसावा ॥

तप अधार सब सृष्टि भवानी । करहि जाइ तप अस जियजानी ॥

તુલસીરામાયણ.

યજ્ઞના ઘણાએ અર્થ કરી શકાય છે, પણ સ્વધર્મને સામાન્ય એવો યજ્ઞનો એકજ અર્થ છે, અને તે એ કે ખરેખરી ઉન્નતિને સારૂ પ્રાણાર્પણ કરવા લગી તૈયાર રહેવું. પાર્વતીને શિવજી જેવા પતિ જોઈતા હતા તેથી તેને તપ કરવાનો હુકમ થયો. તેણે કેવા પ્રકારનું તપ કર્યું એ જાણવાની જેને ઇચ્છા થાય તેણે તુલસીદાસનો અપૂર્વ ગ્રંથ જોઇ લેવો. મા પોતાના ભોગે પોતાનાં છોકરાંને જન્મ આપે છે અને ઉછેરે છે. મૃત્યુમાંથીજ જન્મ સંભવે છે. અનાજનાં બીજ ભોંયમાં દટાઇ સડે છે, મરે છે, તોજ પાક ઉત્પન્ન થાય છે. હરિશ્ચંદ્રે પોતાનું સત્ય પ્રગટ કરવાને સારૂ પારાવાર દુઃખ સહન કર્યું, પોતાનાંને ઉગારવા સારૂ જીસસે કાંટાનો મુગટ પહેર્યો, પોતાના હાથપગમાં ખીલા ભોંકાવા દીધા અને રીબાઇને પ્રાણ ત્યાગ કર્યો. એવો યજ્ઞ કરવાનો અનાદિ કાળથી ચાલતો આવેલો વિધિ છે. યજ્ઞ વિના પૃથ્વી એક ઘડી

પણ ન નભી શકે. તુર્કોએ ઇસ્તંબોલ સર કર્યું તેના પહેલાં અસંખ્ય સિપાઇઓનો હોમ કર્યો અને તેના મુડદાંઓનો પૂલ બનાવ્યો. હિંદુસ્થાનમાં આપણે આ અચલિત આપભોગનો ધર્મ છે તેનો ત્યાગ કરીને આપણા દેશને આગળ ચઢાવવા ઇચ્છતા હોઇએ એવો આભાસ મને આવ્યાજ કરે છે.

આપણે સંપૂર્ણ સ્વરાજ્ય ઇચ્છીએ છીએ પણ એકે જાન ખોવા ઇચ્છતા નથી. પૈસાનો ભોગ પણ આપ્યા વિના ચાલે તો ચલાવી લેવા ઇચ્છીએ છીએ. અસહકારની ઘણી ધાસ્તી ઘણાઓને લાગી છે તેનું કારણ શું હશે ? એ હું વિચારૂં છું ત્યારે બેજ કારણ જોવામાં આવે છે. એક તો એ કે લોકો નોકરી છોડીને ઘેર બેસે તો ભૂખે મરે; અને બીજું જો કદાચ કોઇની ભૂલ થઇ જાય અને સરકારનો દારૂગોળો ચાલે તો હજારોના જાન જાય. એટલે કે ખીલાફતના જેવા અઘરા અને મહાન પ્રશ્નની ઉકેલ આપણે જરાએ દુઃખ ભોગવ્યા વિના કરવાને ઇચ્છીએ છીએ. અસહકાર એ એક પ્રકારનો સ્હેલામાં સ્હેલો યજ્ઞ છે, એક નાનકડું તપ છે, તેમાં થોડો આત્મભોગ રહ્યો છે. વીસ પચીશ હજાર કે લાખ દોઢ લાખ માણસ ન્યાય મેળવવા ખાતર, અન્યાયમાં ભાગ લેતા બંધ થવાને ખાતર, પોતાની નોકરી છોડે એમાં હું કશુંએ દુઃખ ન માનું, એટલુંજ નહિ પણ સુવ્યવસ્થિત સંસ્થા જ્યાં ચાલતી હોય ત્યાં એવા દુઃખને હું સ્વાભાવિક માનું અને લોકો એવા દુઃખથી ન્હાસે નહિ પણ હર્ષપૂર્વક તેની ભેટ કરે. ખિલાફત જેવા પ્રશ્નનો સીધો ફડચો કરવાને હજારો માણસો પાયમાલ થઇ જાય તેની મને જરાએ ચિંતા નહી થાય. તેને તો હું ધર્મ ભાવનાની કસોટી સમજું, એવું દુઃખ ભોગવ્યા વિના જીત નજ મળે એમ હું માનું અને એવું દુઃખ ઘણા માણસો ભોગવે તો જીત મળ્યા વિના નજ રહે એમ પણ હું માનું.

અસહકાર કરવાને લીધે સરકાર તરફથી ગમે તે દુઃખ પડે તેથી મને ક્ષોભ કે ભય થાય જ નહિ. જેમ સરકાર તરફથી વધારે

દુઃખ પડે તેમ આ પ્રશ્નનો ઉકેલ વહેલો થાય એવી મારી દૃઢ માન્યતા છે.

ભય માત્ર એક જ રહે છે. રખેને લોકો તરફથી ભૂલ થાય, રખેને લોકો વાંકમાં આવે અને સજાપાત્ર થાય. રખેને કોઇ ગુસ્સામાં આવીને કોઇ અમલદારને ઇજા દે કે તેનું ખૂન કરે. એમ થાય તો આપભોગના યજ્ઞના શુદ્ધ ધર્મને હાનિ પહોંચે અને તેટલે દરજ્જે ઇચ્છેલું પરિણામ મળવામાં ઢીલ થાય. આહૂતિ વિશુદ્ધ વસ્તુની જ અપાય. હરિશ્ચંદ્રમાં જરા પણ અપવિત્રતા હત અને તેણે રાજપાટનો ત્યાગ કર્યો હોત તો આપણે તેનો મહિમા આજે ન ગાતા હોત. જીસસમાં સંપૂર્ણ નિર્દોષતા કલ્પીને જ ખ્રિસ્તી મત માનનારાએ તેને તારનારની ઉપમા આપી. એ પ્રમાણે વિચારતાં જો ખિલાફતના કે બીજા કોઈ પણ પ્રશ્નમાં આપણા તરફથી કંઇ પણ દોષ થવાનો જરા પણ ન હોય તો અસહકારને સંપૂર્ણ વેગે આપણે તુરત ચલાવી શકીએ. તેનાં પગથીઆં રાખ્યાં છે એ પણ આપણી નિર્દોષતાને વિષે શંકા રહેલી છે તેથી. આમ વિચાર કરતાં અને આપભોગ એ એક હિંદુસ્થાનની ઉન્નતિને સારૂ આવશ્યક ધર્મ છે એમ માનતાં અસહકારને વિષે આપણને જરાયે ભય ન રહેવો જોઇએ એટલું જ નહિ પણ આપણે સમજવું જોઇએ કે અસહકાર અથવા તો એવા પ્રકારના કાંઈ પણ યજ્ઞ અથવા તપ વિના આપણે નથી ખિલાફતનો ઉકેલ કરી શકવાના, નથી પંજાબને વિષે ન્યાય મેળવી શકવાના કે નથી સ્વરાજ્ય ભોગવી શકવાના.

---

# સત્યાગ્રહ ક્યારે ?



મુંબઈ ખાતે હાલમાં જ મળેલી મહાસમિતિની બેઠકને સારૂ પ્રાંત પ્રાંતમાંથી એકઠા થએલા સભ્યોમાં જેને ને તેને મ્હોડે એક જ સવાલ રમી રહેલો જોવામાં આવતો હતો: 'સત્યાગ્રહ ક્યારે શરૂ કરવાનો ?' જાતે કદિ પણ વાપરેલ ન હોવાથી આજનાં આપણાં એકે એક દુઃખના સર્વોપરી ઓસડ તરીકે માની લેવાની ભૂલભરી માન્યતાથી દરેક જણ આ વસ્તુ પાછળ મુગ્ધ થએલો જોવામાં આવતો હતો. છતાં મારી ખાત્રી છે કે એ વસ્તુ આપણા સર્વ દુઃખોનું સર્વોપરી ઓસડ નીવડયા વગર ન જ રહે; માત્ર તેને માટે જોઇતું વાતાવરણ દેશમાં પેદા કરવા આપણે શક્તિમાન થવું જોઇએ. વ્યક્તિને માટે તો એવું વાતાવરણ હમેશાં છે જ, સિવાય કે જ્યાં પોતાના એકલાના સત્યાગ્રહ કરવાથી પણ અવશ્ય ખુનામરકી ચાલે તેવું હોય. આ વ્યક્તિપર્યંતની મર્યાદા છેલ્લા સત્યાગ્રહ વખતે મ્હેં જોઈ.

છતાં એવો પણ એક વખત આવે જ્યારે ચાહે તે ભોગે પણ અંતરના નાદની ઉપેક્ષા કરવાનું વ્યક્તિઓથી પણ બની શકે નહિ. મ્હારે પોતાને માટે હું એવો સમય આવેલો સ્પષ્ટ કલ્પી શકું છું કે જ્યારે મ્હારા પકડાવાથી ખૂનામરકી ચાલવા વિષે ખાત્રી લાગતી હોય તોપણ મ્હારે સરકારના પ્રત્યેક કાયદાનો નિરાદર કર્યેજ છૂટકો હોય. જ્યારે અંતરના અવાજને દબાવી રાખવો એ ઇશ્વરનો ઇન્કાર કર્યા બરોબર થઇ પડે તેમ હોય ત્યારે કાયદાનો સવિનય ભંગ એ માણસનો સર્વોપરી ધર્મ થઇ પડે છે.

પણ પ્રજાકીય સત્યાગ્રહની વાત જૂદી જ છે. આખી પ્રજાએ સત્યાગ્રહ શરૂ કરવાને સારૂ વાતાવરણ શાંત જોઇએ. એ શાંતિ

આપણા બળની અને જ્ઞાનની હોવી જોઇએ; આપણી દુર્બળતા અને આપણા અજ્ઞાનની નહિ. વ્યક્તિગત સત્યાગ્રહ ઘણીવાર પરમાર્થ વૃત્તિથી પ્રેરાઇને કરેલો હોય છે; તેમાં સ્વાર્થનો અંશ ઓછો જ હોય છે, જ્યારે પ્રજાકીય પાયા ઉપર કરેલા સત્યાગ્રહમાં તે અખત્યાર કરનારી પ્રજા કે વર્ગનો સ્વાર્થ રહેલો હોય છે. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહમાં મિ૰ કેલનબૅક અને મિ૰ પોલોકનો સત્યાગ્રહ નિષ્કામ કહેવાય. તેમને તેમાં કશોજ સ્વાર્થ ન હતો, જ્યારે હજારો હિંદીઓના સત્યાગ્રહમાં સ્વહિતની ભાવના સામેલ હતી. દાખલા તરીકે ગિરમીટમાંથી છૂટેલા હિંદીઓ, તેમની સ્ત્રીઓ તેમજ તેમનાં ઉમ્મરે પહોચેલાં બાળકો ઉપર નાંખવામાં આવેલો વાર્ષિક કર નાબુદ કરાવવાની તેમની એક નેમ હતી.

છતાં પ્રજાકીય પાયા ઉપર સત્યાગ્રહ ચલાવવામાં સત્યાગ્રહીઓ સિદ્ધાંતનો અમલ કરવાની રીતથી પૂરી રીતે વાકેફ હોય એટલું બસ છે. દક્ષિણ આફ્રિકાની લડત દરમ્યાન બેથી ત્રણ હજાર મરદો અને થોડીક સ્ત્રીઓને લઇને હું જે 'મનાઇ કરેલા' મુલકની હદમાં પેઠો અને પકડાયો તે મુલક લગભગ વેરાન હતો. અમારા કાફલામાં પઠાણો તેમજ જોરાવર કદાવર શરીરવાળા અનેક માણસો હતા. દક્ષિણ આફ્રિકાની સરકારે અમારી લડતની મ્હોટામાં મ્હોટી પ્રસંશા આ એકજ બાબતને વિષે કરી હતી. તે જાણતી હતી કે અમારા કાફલાને હાથે કોઇનો પણ વાંકો વાળ થવાની બીક નહોતી. જેઓ મ્હને પરહેજ કરવા આવ્યા તેમને ચપટીમાં ચોળી નાંખવા એ એ કાફલાને માટે રમત વાત હતી; પણ તેઓ જાણતા હતા કે એમ કરવું એ નામર્દાઈ હતી, એટલુંજ નહિ પણ એમાં તેમની પોતાની પ્રતિજ્ઞાનો ભંગ રહેલો હતો; એઓ જાણતા હતા કે એમ કરવાથી હિંદુઓની સ્વતંત્રતાની આખી લડત ઉપર પાણી ફરત અને દક્ષિણ આફ્રિકામાંથી એકેએક હિંદીને બળજેરીથી દેશનિકાલ કરવામાં આવત.

પણ સત્યાગ્રહીઓ હલકા લોક નહોતા. તેઓ તાલીમ લીધેલા સિપાઇઓ હતા; અને હથિયાર વિનાના તેથી વધુ બળવાન હતા. મ્હને તેમની વચ્ચેથી લઈ ગયા છતાં તેઓ ત્યાંથી વીખેરાયા નહિ કે પાછા પણ ફર્યા નહિ. તેઓ તો જ્યાંસુધી તેમનામાંના દરેક જણને પકડવામાં અને કેદ કરવામાં ન આવ્યો ત્યાંસુધી કુચ કર્યેજ ગયા. જાતીય સ્વતંત્રતાને માટે પ્રજાકીય પાયા પર લડત ચલાવવામાં આટલી તાલીમ અને અહિંસા દેખાડયાનો બીજો દાખલો મ્હારી જાણ મુજબ ઇતિહાસમાં નથી. આવા જ સંયમ વગર અહીંયાં પણ આમવર્ગને હાથે સફળ સત્યાગ્રહ થવાની આશા રાખી શકાય નહિ.

કોઈ પણ પકડાય કે લાગલાંજ ગંજાવર સરઘસો, હડતાળો કે એવાંજ પ્રદર્શનો કરીને સરકારને ધાક બતાવવાના વિચારને આપણે તદ્દન કહાડી નાંખવો જોઇએ. ઉલટું આપણે પરહેજી કે ગિરફતારીને તો અસહકારીના જીવનની એક સાવ સામાન્ય અવસ્થા માનતા થઈ જવું જોઇએ. કારણ જેમ રણમાં ઘુમતો વીર મૃત્યુને ઢુંઢે છે તેમ આપણે પણ ગિરફતારી અને કેદની પછવાડે પડેલા છીએ. આપણે કેદથી ભાગીને નહિ પણ કેદને માગી લઇને જ સરકારને હરાવવા માગીએ છીએ, પછી તેમ કરતાં ભલે આપણે એકસામટા પકડાવાની કે કેદ થવાની તૈયારી બતાવી દેવી પડે.

આમ અત્યારે સત્યાગ્રહ એટલે એક પણ હથિયાર વગરના પોલીસ સિપાઇને હાથે પણ આપણે એકલાં યા સામટા આપ ખુશીથી પકડાઈ જવાની આપણી ઉત્સુકતારાખીએ, કતલખાને દોરી જવામાં આવતાં નિર્દોષ ઘેટાંના ટોળાના જેટલી જ ગરીબાઇથી આપણે હજારોની સંખ્યામાં સરકારના એક જ માણસના હાથ નીચે સરકારની જેલોમાં ચાલ્યા જઇએ તેમાં જ આપણી જીત રહેલી છે. જો દુનિયાનાં ઘેટાંઓને આપખુશીથી પોતાની ગરદન આપતાં આવડી હોત તો અત્યારસુધીમાં કે'દહાડાનાંય કસાઈની છરીથી હમેશ

ને માટે ઉગરી ગયાં હોત. કશા દોષ વગર પકડાવામાં અને જઈ જઈને સરકારની જેલોમાં બેસવામાં જ આપણી જીત રહેલી છે. આપણે જેટલા નિર્મળ, જેટલા વધુ નિર્દોષ રહીને જેલ જઈશું અને જેલ ભોગવશું, તેટલું આપણી લડતનું બળ વધશે અને તેટલો જ વિજય પણ પાસે આવશે.

અત્યારે તો એક બાજુએ સરકાર બુઝદિલ છે અને બીજી બાજુએ આપણે પણ તેટલા જ કેદથી ડરીએ છીએ. એ જેલના આપણા ડરનો સરકાર લાભ લે છે. જો એકવાર આપણાં સ્ત્રીપુરુષો સરકારની જેલોને આબુ માથેરાન મહાબળેશ્વર જેવાં હવા ખાવાનાં ઠેકાણાં માનતાં થઇ જાય, તો આપણે આપણાં ભાઇ બ્હેનોને જેલમાં જતાં જોઈ લગીરે ન હડબડીએ. દક્ષિણ આફ્રિકામાં તો સરકારની જેલોને આપણાં ભાઇબ્હેનો તરફથી ના૦ બાદશાહે બંધાવેલા 'જાની વાસા' નું ઉપનામ મળ્યું હતું!

આ રાજ્યના કાયદાઓનો મનથી ભંગ તો આપણે એટલા કાળથી કરી રહ્યા છીએ તેમજ અનેક છળપ્રપંચદ્વારા તેના પંજામાંથી છૂટી જવાના પ્રયત્નો પણ એટલા કાળથી કરતા આવ્યા છીએ કે સત્યાગ્રહ શરૂ કરીને એકાએક આવા કાયદાના સવિનય છડેચોક ખાનદાન ભંગ માટે લાયક થતાં આપણને વાર લાગે જ. કોઇપણ પ્રકારની ચોરી છૂપાવટનો અભાવ અને અહિંસાવ્રતનું પાલન એ બે કાયદાના સવિનય ભંગની મુખ્ય શરતો છે.

સંપૂર્ણ સત્યાગ્રહ એ શાંતિમય બળવાની એટલે કે રાજ્યના પ્રત્યેક કાયદાને માનવાનો ઇન્કાર કરવાની સ્થિતિ છે. સહજ બળવાના કરતાં આવો બળવો અલબત્ત વધારે ભયભર્યો છે. કારણ, જો તેમાં ઉતરેલા સત્યાગ્રહીઓ કઠણમાં કઠણ કસોટીઓમાંથી પાર નીકળનારા હોય તો તેવો બળવો કોઇ કાળે દબાવી શકાય નહિ. આવો સત્યાગ્રહ નિર્દોષપણે દુઃખ સહન કરવામાં રહેલા સર્વોપરી

સામર્થ્ય ઉપરની માણસની અટલ શ્રદ્ધાના પાયા પર ખડો થએલો હોય છે. કશી જ ગડબડ કર્યા વગર જેલમાં ચાલ્યો જઇને સત્યાગ્રહી શાંતિનું વાતાવરણ જાળવવાને વિષે વિશ્વાસ ઉત્પન્ન કરે છે. સામો જવાબ ન મળતો જોઇ કુકર્મી પણ અંતે કુકર્મ કરતો થાકે છે. પોતાના હાથમાંનો શિકાર બિલકુલજ સામી લડાઇમાં ઉતરતો નથી– કશું જ સામું બળ વાપરતો નથી–એ જોઈ જાલીમને પણ જૂલમમાંથી બધો રસ જતો રહે છે.

માટે જો આવા વિશાળ પાયા ઉપર સત્યાગ્રહનો આપણે આરંભ કરવા માગતા હોઇએ તો તેવી લડતની સફળતા માટેની શરતોનો ઓછામાં ઓછું પ્રજાના પ્રતિનિધિઓએ તો પૂરેપૂરો વિચાર કરીજ લેવો ઘટે. સૌથી જલદમાં જલદ ઇલાજોમાં જોખમ પણ હમેશાં સઉથી વધુમાં વધુ રહેલાં હોય છે અને તે વાપરવામાં પણ અત્યંત કાળજી અને ચતુરાઇ રાખવાની હોય છે. મ્હારી તો દઢ માન્યતા છે કે જો પરદેશી કાપડનો બહિષ્કાર આપણે પૂરેપૂરો સફળ કરી બતાવી શકીએ તો આપણે એવડા વિશાળ પાયા ઉપર સત્યાગ્રહ આરંભવાને શક્તિમાન થઇ શકીશું કે જે સત્યાગ્રહને કોઇ પણ સરકાર રોકી શકે નહિ. તેથી જેઓ આજે પ્રજાકીય પાયા ઉપર સત્યાગ્રહનો આરંભ કરવાને અધીરા થયા છે તેમને ધીરજ ધરવા અને હાલ તુરત નિશ્ચયપૂર્વક સ્વદેશીની પ્રવૃત્તિ ઉપર જ પોતાની બધી શક્તિઓને એકાગ્ર કરવા હું વીનવું છું.



# બેઠો બળવો.

હવે થોડાજ દિવસની અંદર દેશના કોઇને કોઇ ભાગમાં સત્યાગ્રહનો આરંભ થશે અને શાંતિની પ્રતિજ્ઞાને વરેલા સત્યાગ્રહીઓને હાથે કાયદાનો સવિનય નિરાદર થવા લાગશે. કાયદાના ચોક્કસ હદ સુધીના નિરાદરના વ્યક્તિક દાખલાઓથી તો દેશ હવે સારી પેઠે જાણીતો થઈ ચૂક્યો છે એમ કહેવાય. એવો કાયદાનો નિરાદર સંપૂર્ણ સત્યાગ્રહની ટુંએશે પહોંચે એટલે તે બેઠો બળવો કહેવાય. એમાં લોહી રેડવાનું ન હોય, એમાં ખૂનખરાબી કે જોરજબરાઇ ન હોય; એમાં જાતે લોહી આપવાનું જાતે કુરબાન થવાનું હોય.

સત્યાગ્રહી બળવાખોર, રાજની સત્તાને ગણતરીમાંથી જ કહાડી નાંખે; પોતે બહારવટીઓ બને અને નીતિને બાધ ન હોય એવા રાજના પ્રત્યેક કાયદા સામે બહારવટું કરે. દાખલા રીકે, તે રાજના કર આપવા ના પાડે; પોતાના રોજના વહેવારની હરકોઈ બાબતોમાં તેની આણ માનવાનો ઇન્કાર કરે; તે રજા વગર દાખલ ન થવાને લગતા મનાઈકાયદાને ભાંગે અને લશ્કરી સિપાહીઓ જોડે ગુફતગો કરવા સારૂ તેમનાં ડેરાછાવણીઓમાં વગર પરવાનગીએ દાખલ થવા પોતાને સ્વતંત્ર સમજે. તે પીઠાં પરના પહેરાને વિષે નક્કી કરવામાં આવેલી મર્યાદાઓનું ઇરાદાપૂર્વક ઉલ્લંઘન કરે અને બાંધી આપેલી હદની અંદર પેશીને દારૂડીઆઓને વિનવે. આ બધું કરવામાં પોતે કદી શરીરબળ ન વાપરે અને પોતાની સામે શરીરબળ વાપરવામાં આવે તો પણ કદી પોતે તેનો સામો ઉપયોગ ન કરે. હકીકતમાં એવો સત્યાગ્રહી જેલ તેમજ બીજા શરીરબળનાં પ્રયોગ પોતાની જાત ઉપર માગી લે.

આવો યજ્ઞ સત્યાગ્રહી ત્યારે જ અને એટલા કારણસર જ આદરે કે જ્યારે એને જે શારીરિક સ્વતંત્રતા ભોગવવા મળતી હોય તે કેવળ ઠારસરૂપ હોય અને તેથી તે ભોગવવી તેના આત્માને નરી વિડંબના હોય. એ વિચારે છે કે રાજ તેના શહેરીને તે જેટલે લગી તેના કાયદાકાનૂનોને માન આપે છે તેટલી જ હદ લગી, અંગત સ્વતંત્રતા ભોગવવા દે છે. મતલબ કે રાજના કાયદાને તાબે રહેવું એ દરેક શહેરીને પોતાની અંગત સ્વતંત્રતાને સારૂ આપવું પડતું મૂલ છે. આ સ્થિતિમાં પોતાનાં સુખસ્વતંત્રતા કાયમ રાખવા ખાતર કોઈ પૂરાં કે અધૂરાં અન્યાયી રાજને તાબે રહેવા તૈયાર રહેવું એ અધર્મ જોડે સહીયારૂં કર્યા સમાન છે. અને જેને રાજની એવી સેતાનીયતને વિષે શંકા નથી રહી તે શહેરીને એવા જાલીમની દયા ઉપર પોતાની સ્વતંત્રતા ઘડી પણ નભાવવી માથાનો ધાજ થઈ પડે છે. અને તેથી તે નીતિનિયમોની હદમાં રહેતો હતો એવા રાજને પોતાને કેદ કરી પૂરી દેવા ફરજ પડાવવા મથે છે. જેઓની માન્યતા તેના જેવી ન હોય તેવા લોકોને આવો માણસ સમાજમાં એક બલારૂપ પણ લાગે.

આમ વિચારતાં સત્યાગ્રહ એ આત્માની પીડનો ભારેમાં ભારે પુકાર અને અધર્મી રાજની વસ્તી સામે જબરામાં જબરો જીવતો વાંધો છે. અને દુનિયાની બધી સુધારણાનો ઇતિહાસ શું આવો જ નથી? સુધારકોએ એકાદી પાપી પ્રથાને દફનાવવાની ઝુંબેશ દરમ્યાન પોતાના જ લોકોની ઘૃણા માથે લઇને પણ ઘણીવાર તે પ્રથાને લગતાં નિર્દોષ ચિન્હોનો સુદ્ધાં શું ત્યાગ નથી કર્યો?

આમ જ્યારે કોઈ લોકસમૂહ જેની હકૂમત હેઠળ પોતે આટલો વખત રહ્યો તેની આણ માનવી છોડી તેનો ત્યાગ કરે, ત્યારે તેણે લગભગ તેનું પોતાનું સ્વતંત્ર રાજ સ્થાપ્યું કહેવાય. 'લગભગ' એટલા સારૂ કહું છું કે તેમ કરનારાઓ જ્યારે રાજ તેમને તેમની પ્રવૃત્તિમાંથી

શરીરબળનો ઉપયોગ કરીને અટકાવશે ત્યારે સામો શરીરબળનો ઉપયોગ કરીને 'હું કે તું' નો હિસાબ નહિ કરે.

તેમનું કામ તો જ્યાંસુધી રાજ તેમની સ્વતંત્રતાને કબૂલ ન રાખે, એટલે કે તેમની ઇચ્છાને ન નમે, ત્યાં સુધી વ્યક્તિની પેઠે જ એ રાજને હાથે ગિરફતાર થઈ કેદ પૂરાવાનું અગર તો તેની ગોળીઓથી વીંધાવાનું જ રહ્યું. ત્રણ હજાર દક્ષિણ આફ્રિકાના હિંદીઓએ ૧૯૧૪ ની સાલમાં આજ રીતે ટ્રાન્સવાલની સરકારને રીતસર નોટીસ આપીને તેના પરદેશીઓની વસાહતના કાયદાનો ભંગ કરી ટ્રાન્સવાલની સરહદમાં પ્રવેશ કરેલો અને તેમને કેદ કરવાની ટ્રાન્સવાલ સરકારને ફરજ પાડેલી. અને જ્યારે એ સરકાર એક બાજૂએ તેમને ખૂનામરકી કે મારફાડ કરવા ઉશ્કેરવાની દિશાએ મથી થાકી અને બીજી બાજૂએ તેમને મ્હાત કરીને પોતાની સત્તા કબૂલ કરાવવામાં પણ તેવી જ હારી, ત્યારે અંતે તે નમી અને હિંદીઓની માગણીઓ કબૂલ કરી.

આમ સત્યાગ્રહીઓનો કોઇપણ સમૂહ, ફોજ અગર લશ્કર જેવોજ છે, અને તેને લશ્કરી જીવનને લગતા બધા જ નિયમો લાગૂ સમજવાના છે. ઉલટા સામાન્ય લશ્કરના નિયમોના કરતાં એ વધુ આકરા અને અઘરા છે. કારણ એ સેનાના સીપાઇના જીવનમાં સામાન્ય સીપાઈના જેવું ખૂન ચઢવાને અને તે જીરવવાને સારૂ ગાંડાતૂર બનવાને અવકાશ નથી. બીજી બાજુએ એ પણ સાચું છે કે સત્યાગ્રહીઓનું લશ્કર 'જેસે કુ તેસા' ના જુસ્સાથી મુક્ત હોય, જેથી તેમની વૃત્તિમાં વેર કે વિકાર ન હોય; એટલે ઓછામાં ઓછી સંખ્યાથી તે પોતાનો ઉદ્દેશ સાધી શકે. ખરે જ, એકજ પૂરો સત્યાગ્રહી અધર્મની લડાઇમાં જય મેળવવાને સારૂ બસ છે.

તેથી જો કે અખીલ ભારતીય મહાસમીતીએ પ્રાંતીક સમીતીઓને પોતપોતાના પ્રાંતમાં પોતાની જોખમદારી પર સત્યાગ્રહ આદ-

રવાની સત્તા આપી છે છતાં મ્હને ઉમેદ છે કે દરેક પ્રાંત તેમની 'જોખમદારી' શબ્દ ઉપર પૂરતું વજન મૂકી ફરીફરીને વિચારી જોશે અને કોઇ સ્હેલ સમજીને સત્યાગ્રહ શરૂ નહિ કરી દે. સત્યાગ્રહ આદરનાર પ્રાંત કે સમૂહને માટે જે શરતો મૂકવામાં આવી છે તે દરેકનો પૂરેપૂરો અમલ થવોજ જોઇએ: એ શરતોમાં હીંદુમુસલમાન એકતા, અહીંસા, સ્વદેશી અને અસ્પૃશ્યતાકલંક નિવારણનો ઉલ્લેખ કરવો પડયો છે, તેનો અર્થજ એ છે કે એ વસ્તુઓ આપણા પ્રજાકીય જીવનનું હજુ અંગ નથી બની ગઇ. આમ જે વ્યકિત અગર સમુહ હીંદુમુસલમાન એકતાને વિષે હજુએ શંકીત છે, પંજાબ, ખીલાફત અને સ્વરાજને સારૂ અહીંસાની જરૂરીઆત હજુ જેને હૈયે નથી બેઠી, જેણે હજુ પૂર્ણ સ્વદેશીનો અંગીકાર નથી કીધો, તેમનામાંના હીંદુઓ જો હજુ અસ્પૃશ્યતા રૂપી પાપને પોતાનામાં નભાવી રહ્યા છે તો તે સમૂહ અગર વ્યક્તિ હજુ સત્યાગ્રહ આદરવાને અધીકારી નથી. આવો એનો આંક છે. વળી સૌથી સરસ તો એ છે કે અધીરા ન બનતાં સબૂરી પકડી એક ચોક્કસ પ્રદેશમાં અખતરો ચાલુ થાય તેને બાકી દેશ બધાયે ધ્યાનપૂર્વક નીહાળવો.

લશ્કરની ઉપમાને ફરી એકવાર લઇએ તો લશ્કરનાં જે દળો લડાઇમાં ન ઉતરતાં સજ્જ રહ્યાં રહ્યાં બાજુએ ઉભા રહી જુએ છે અને પ્રસંગ જોયાં કરે છે તેઓ લડાઇમાં રહી પ્રત્યક્ષ લડી રહેલાં દળોથી લડાઇમાં કોઇ રીતે ઓછો ભાગ લે છે એમ ન જ કહેવાય. એક જ પ્રસંગે આવો અખતરો ચાલૂ હોય તે વેળાયે પણ વ્યક્તિઓ દ્વારા સત્યાગ્રહ અખત્યાર કરવાનો સંભવી શકે છે. જો સરકાર પ્રજાને હાથે થનારી શાંત સ્વદેશીની પ્રવૃત્તીમાં પણ દખલ દે અને કનડગત કરે તો જે કોઇના સ્વદેશીના કાર્યમાં એવી અઘટિત દખલ થાય તે હરહાલતમાં બેલાશક સરકારના હુકમોને કોરે મેલે અને જાલીમના રોષની વેદી ઉપર કુરબાન થાય. દાખલા તરીકે, કાંતતાં શીખવવા અગર ઠેક ઠેકાણે રેંટીઆ ચાલૂ કરાવવા જનારા કાંતણ-

મના કોઇ શાસ્ત્રીની સામે મનાઈ હુકમ નીકળે તો એવા હુકમનો ઘડીની વાટ જોયા વગર અનાદર કરી લેણે જેલને વહાલી કરવી ઘટે. બાકી બીજી બાબતોમાં મને અત્યારે સૂઝે છે ત્યાં લગી દેશના એક ભાગમાં નીતિની મર્યાદાઓ કાયમ રાખીને રાજના બની શકે તેટલા કાયદા ભાંગવાની દિશાએ પ્રજાએ ઇરાદાપૂર્વક હુમલો ચલાવેલો હોય તે ઘડીએ બાકીના આખા દેશે બધા હુકમો અને સૂચનાઓને ધર્મબુદ્ધીપૂર્વક માન આપવું, એજ સૌથી સારો માર્ગ છે.

આવો અખતરો ચાલૂ હોય ત્યારે દેશના બીજા કોઇ પણ ભાગમાં ખૂનામરકી થાય તો તો દેખીતી રીતે જ એ અખતરાને ભારે ધક્કો પહોંચે અને કદાચ અખતરો બંધ પડવાનો પણ વખત આવે, એ વાત તો દેશને હૈયે ઠસાવવાની હવે જરૂર નથી રહી. જે ભાગમાં સત્યાગ્રહ ચાલૂ હોય ત્યાંના લોકો કેદ થાય, ગોળીઓથી વીંધાઇને ચાળણીઓ થાય અગર તો જાલીમના દૂતોને હાથે તેમના પર સીતમોના વરસાદ વરસે તો પણ દેશના બકીના ભાગોએ ખામોશ અને સ્વસ્થ રહેવું જોઇએ; ચાહે તેવા પ્રસંગો વચ્ચે પણ સોળવલ્લું સોનું નીવડીને બ્હાર આવવાની શક્તિની આપણે તેમનામાં આશા રાખીયે જ.

## લોઢાના ચણા

ગુજરાત સવિનય ભંગની પહેલ કરે એ લોઢાના ચણા ચાવવા કરતાં પણ મુશ્કેલ છે. પણ જો એક તાલુકો પણ તેમાંથી પાર ઉતરે તો સ્વરાજ હસ્તામલકવત્ છે એમાં મને લવલેશ સંદેહ નથી. તેનો અર્થ એ થાય કે એક તાલુકામાં સત્યાગ્રહી લશ્કર પેદા થયું. હું કહી

ગયો છું કે સત્યાગ્રહી લશ્કરની ભરતીમાં ઓરત, મરદ, જુવાન, ઘરડાં, લૂલાં, પાંગળાં દુર્બળ સબળ, હિન્દુ મુસલમાન, પારસી, યાહુદી, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર, ઢેડ ભંગી—બધા દાખલ થઇ શકે. પ્રહલાદના જેવા કોઈ બાળક નીકળી પડે તો તે પણ દાખલ થઈ શકે. માબાપ પોતાના બાળકોને પણ ભરતીમાં કાઢી શકે. આવો શંભુમેળો છતાં એ લશ્કર સામાના લશ્કર કરતાં ઘણું વધારે કામ કરી શકે ને તેનું ખર્ચ તો હોય જ શું? એ લશ્કરના સિપાહીમાં ગુણ માત્ર નિર્ભયતાનો હોવો જોઇએ. તેનામાં મરવાની શક્તિ હોવી જોઇએ એટલે તે સિપાહીમાં આસ્તિકતા હોવી જોઇએ.

જે બીજા ગુણોની માગણી મેં આ સમયે કરી છે તે હમેશની નથી. તે ગુણો તો આજની પરિસ્થિતિને અંગે આવશ્યક છે.

પણ આમ જો કે લખવે કામ સ્હેલું લાગે છે છતાં ન સમજાય ત્યાં લગી અઘરૂં છે. જે તાલુકો બીડું ઝડપે તેનામાં ભારે પરિર્તન થયેલું હોવું જ જોઇએ. તે તાલુકાના સિપાહીઓ એક ક્ષણ પણ નવરા ન બેસે. તેથી જ્યારે લડત શરૂ થશે ત્યારે પ્રત્યેક સત્યાગ્રહી કે ગ્રહિણી યાતો જેલ જવા સારૂ કોઈ જગ્યાએ સવિનય ભંગ કરતાં હશે, અથવા તો સૂતર કાંતતાં હશે, ખાદી વણતાં હશે, કે રૂ પીંજતા હશે કે લોઢતા હશે. કોઈથી એક ક્ષણવાર નવરા ન જ બેસાય. પછી ભલે તે પૈસાદાર હોય કે બિખારી, સિપાહીગિરીમાં તવંગરી ગરીબાઇનો ભેદ ન હોય. પંચમ જ્યોર્જ જ્યારે નૌકામાં કામ કરતો હતો ત્યારે તે પણ બીજાની જેમ ભોંયે સૂતો ને દૂધ વિનાનો કાવો તથા ભૂંસાવાળી રોટી ખાતો. એમજ હોય.

એટલે જે તાલુકાને તૈયારી કરવી હોય તે તેમજ તૈયાર થએલ તાલુકો પણ પોતાના તાલુકાના ગામોનું એકએક પત્રક કરે ને તેમાં નીચેની વિગત ભરે.

૧ ગામનું નામ

૨ મથકની જગાથી તેનું અંતર

૩ કુલ વસ્તી. તેમાં સ્ત્રી, પુરૂષ, સોળ વર્ષની અંદરના બાળક બાળકીઓ, હિંદુ, મુસલમાન, પારસી, ઇસાઇ, ઢેડ, ભંગીની સંખ્યા.

૪ રેંટીઆની સંખ્યા

૫ શાળોની સંખ્યા

૬ પીંજણોની સંખ્યા

૭ કપાસનો જથ્થો

૮ નિશાળ અને તેમાં હાજરીની સંખ્યા

૯ પોલીસની સંખ્યા

૧૦ સરકારી હકૂમતની નિશાનીઓ

૧૧ જેલમાં જવાને તૈયાર હોય તેમની સંખ્યા

૧૨ દારૂનાં પીઠાંની સંખ્યા

૧૩ સહકારીઓ હોય તો તેમની સંખ્યા

જો આપણે એક લશ્કર બન્યા હોઇએ તો દરેક ગામમાં પ્રજાનો પ્રતિનિધિ ને પ્રજાપંચ હોવાં જોઇએ. દરેક વીસ માણસની ટુકડી હોવી જોઇએ ને તેમાં એક તે ટુકડીનો સરદાર હોવો જોઇએ. એવા સરદારોના વીસની પાછી એક ટુકડી હોવી જોઇએ ને તે વીસમાંથી એક સરદાર નીમાય. બનતાં સુધી આમાં હિંદુ મુસલમાન કે બીજા વાડા ન બંધાવા જોઇએ. રીત તો એ છે કે પડોસીઓમાં એમ ટુકડીઓ બંધાઇ જવી જોઇએ. જ્યાં લોકમત બંધાયો હોય ત્યાં આ કામમાં જરાએ મુશ્કેલી ન આવવી જોઇએ. લોકમત બંધાયાની આવું સંગઠન એક ભારે નિશાની છે.

જો દરેક ગામમાં સારા કામદારો હોય તો ઉપર જણાવેલું કામ બે દિવસમાં વગર મહેનતે બની જાય. આપણાં ગામોની વસ્તી મોટી નથી હોતી ને તેમની સભા સવારમાં ભરીને આ કામ પૂરૂં કરી શકાય. જે તાલુકામાં મારે જવાનું હોય ત્યાં હું ઉપર લખી બાબતોની પૂરી માહિતીની આશા રાખવાનો.

આવા નાના કામને મેં 'લોઢાના ચણા' મથાળું કાં આપ્યું ? કેમકે આપણે સિપાહીગિરી ભૂલી ગયા છીએ, આપણે પરમાર્થને ભૂલી ગયા છીએ, નથી નાતના, નથી જાતના કે નથી ભાતના રહ્યા. આપણે કંઈ આપણે સારૂ નથી મરવું, આપણે તો પ્રજાને સારૂ મરવું છે, અને પ્રજાને સારૂ મરતાં પહેલાં પ્રજા તૈયાર તો થવી જોઇએ, અગર તો તૈયાર કરતાં આપણે મરી જઇએ.

ખરે, આપણે ઉદ્યમની ટેવ ભૂલી ગયા છીએ અથવા જેતે ઉદ્યમમાં કાળક્ષેપ કરીએ છીએ. તેથી આપણને પ્રજાસુખ કે પ્રજાસંગ્રહનું ભાન નથી. કુટુંબથી આગળ આપણી નજર પહોંચતી જ નથી, આપણો બધાનો ધર્મ તો આપણને એ જ શીખવે છે કે વ્યક્તિ કુટુંબને સારૂ, કુટુંબ ગામને સારૂ, ગામ તાલુકાને સારૂ, તાલુકો જીલ્લાને સારૂ, જીલ્લો પ્રાંતને સારૂ, પ્રાંત ભારતવર્ષને સારૂ, ને છેવટે ભારતવર્ષ જગતને સારૂ મરવા તૈયાર થાય. આ સ્વદેશાભિમાન સારૂ હું જીવું છું, ને તે પ્રગટ થવા સારૂં મરવું મને જીવવા જેટલું જ પ્રિય લાગે છે. તે વિના જીવવું મૃત્યુ સમાન છે. સંસારમાં જો કંઈપણ સુખ હોય તો તે પરદુઃખને સારૂ દુઃખી થવામાં ને બીજાને બચાવતાં પોતે મરવામાં જ છે. આમ મરનાર સ્હેજે સુખમાં મ્હાલે છે. આ બધું કરવામાં કંઈ ભારે કામ કરવાની જરૂર નથી. માત્ર હૃદયને પલટાવવાની જરૂર છે; જરા વિચાર કરવાની જરૂર છે, તેમાં વાર ન લાગવી જોઇએ, કેમકે આપણા પડોશીને સારૂ મરવું તે આત્માનો જાતિ-સ્વભાવ છે.

તૈયાર થયેલો તાલુકો જો આ તત્વ સમજી ગયેલ હોય તો લોખંડના ચણા ચાવવા કરતાં જે અઘરૂં લાગે એવું જણાય છે તે મારા જેવા બુઢ્ઢાને સારૂ પકવેલા પોચા ચણા ચાવવા જેટલા સ્હેલા લાગે તેના કરતાંએ સ્હેલું છે.

# સત્ય એટલે શું ?

ઇંગ્રેજી ધર્મશાસ્ત્રમાં એક કથા છે. તેમાં એક ન્યાયાધીશે સવાલ કરેલો 'સત્ય શું છે ?' તેનો જવાબ તેને મળ્યો નહિ. હિંદુ ધર્મશાસ્ત્રમાં સત્યને સારૂ હરિશ્ચંદ્રે સર્વસ્વ દીધું ને પોતે સ્ત્રીપુત્રાદિ સુદ્ધાં ચાંડાળને ત્યાં વેચાયો. (તે કાળે અસ્પૃશ્યતાની શી સ્થિતિ હશે ?) ઇમામ હસન ને હુસેને સત્યને ખાતર પોતાનો જીવ ખોયો.

એમ છતાં પેલા ન્યાયાધીશે પૂછેલા સવાલનો જવાબ નથી મળ્યો. હરિશ્ચંદ્ર પોતે જાણતો હતો. તે સત્યને સારૂ ખુવાર થયો ને અમર થયો. ઇમામ હુસેને પોતે જાણ્યું. તેણે સત્યને સારૂ પ્યારો દેહ દીધો. પણ હરિશ્ચંદ્રનું સત્ય ને ઇમામ હુસેનનું સત્ય તે આપણું હોય કે ન હોય.

પણ આવા પરિમિત સત્ય ઉપરાંત એક શુદ્ધ સત્ય છે જે અખંડ છે, સર્વવ્યાપક છે; પણ તે અવર્ણનીય છે. કેમકે સત્ય એ જ પરમેશ્વર છે. અથવા પરમેશ્વરજ સત્ય છે. બીજું બધું મિથ્યા ખોટું છે. એટલે માત્ર પ્રમાણમાં જ બીજા બધામાં સત્ય હોય તે ખરૂં.

તેથી જે સત્યને જાણે છે, મનથી, વાચાથી, કાયાથી સત્ય જ આચરે છે તે પરમેશ્વરને ઓળખે છે. તેથી તે ત્રિકાળદર્શી થાય છે. તેને આ દેહે મોક્ષ છે.

એવો એક સત્યાચરણી પણ જો ડિસેમ્બરની ૩૧ મી પહેલાં તૈયાર થાય તો સ્વરાજ આજ છે.

આપણામાંના કેટલાક માત્ર સત્યાગ્રહી છીયે, સત્ય આચરવાનો આગ્રહ રાખનારા છીયે. અને તે પણ ભાગ્યે વાણીના સત્યને પહોંચી વળીયે છીયે. આમ વિચારતાં સત્યવ્રતનું પાલન એ સ્હેલી વસ્તુ નથી.

એક મિત્રે પૂછ્યું, 'તમે સત્યવ્રતનું પાલન કરનારા છો. છતાં તમે શ્રીયુત્ દાસના તારનો અર્થ તમારા પક્ષમાં ખેંચી લીધો ને બંગાળાના પંદરને બદલે પચીસ લાખ જાહેર કર્યા તેમાં તમે સૂક્ષ્મ અસત્યનું આચરણ ન કર્યું?' મેં મારા પક્ષનો અર્થ ખેંચવાનો પ્રયાસ તો કર્યો જ ન હતો. પોતાને ભાવતો અર્થ કરવાની મને ટેવ નથી. પણ મેં તે તારનો અર્થ કરવામાં ઉતાવળ કરી એ તાર રાતના બાર વાગ્યા પછી મળેલો. આ કંઇ બચાવને ખાતર નથી કહેતો, પણ એમ જણાવવા કે સત્ય તો શળીયે પણ તેવું ને તેવું જ ઝળકવું જોઇયે. જે ત્રણે કાળે સત્ય જ આચરવા ઇચ્છે છે તેનાથી એવી ઉતાવળ ન થાય. વળી સત્યાચરણી અજાણ્યે પણ અસત્ય ન વદે, ન આચરે. તે અસત્ય કરવા કે કહેવા અસમર્થ બની જાય છે. એ વ્યાખ્યા પ્રમાણે મેં સત્યનો ભંગ અવશ્ય કર્યો.

મને સંતોષ જ એટલો છે કે હું સત્યનો આગ્રહ રાખવા સિવાય એ વ્રતને વિષે વધારે દાવો કરતોજ નથી. મારાથી જાણીને અસત્ય ભાષણ થાય જ નહિ. જાણી જોઇને ને તે પણ મારા પુજ્ય પિતાશ્રીને છેતરવાના એક જ પ્રસંગ સિવાય મારી જીંદગીમાં બીજો પ્રસંગ મને તેવો જાડ્યો યાદ નથી. સત્ય કહેવું ને કરવું એ મારો સ્વભાવ થઈ પડયો છે. પણ જે સત્યને હું પરોક્ષ રીતે ઓળખું છું તે સત્યનું પાલન કરવાનો મારાથી દાવો કરાય તેમ જ નથી. મારાથી અજાણ-પણે પણ અતિશયોક્તિ થઈ જાય, આત્મશ્લાઘા થઇ જાય, કરેલા કાર્યનું વર્ણન કરવામાં રસ આવી જાય, આ બધામાં અસત્યની છાયા

છે તે સત્યની કસોટીએ તે ન ચડી શકે. જેનું જીવન સત્યમય છે એ તો શુદ્ધ સ્ફટિકમણિના જેવો હોય. તેની પાસે અસત્ય એક ઘડી પણ ન નભે. સત્યાચરણીને કોઇ છેતરી ન શકે, કેમકે તેની પાસે અસત્ય બોલવું એ અશક્ય હોવું જોઇએ. જગતમાં આકરામાં આકરું વ્રત સત્યનું છે. લાખો મધ્યે તેમાંથી કોઇક જ કોઇ જન્મમાં પાર ઉતરે.

મારી પાસે કોઇ અસત્ય બોલે ત્યારે મને તેની ઉપર ક્રોધ થવાને બદલે મારા પોતાની ઉપર વધારે ચડે છે, કેમકે હું જાણું છું કે મારામાં હજુ અસત્યનો વાસ ઉંડે ઉંડે પડયો જ છે.

સત્ય શબ્દની ઉત્પત્તિ સત્‌માંથી છે. સત્‌ એટલે હોવું. ત્રણે કાળમાં એકજ રૂપે હસ્તી એક માત્ર પરમાત્માની છે. એવા સત્યની ભક્તિ કરી તે સત્યને જેણે પોતાના હૃદયમાં સદાને સારૂ વાસ આપ્યો છે તેને શતકોટી નમન હજો. એ સત્યની સેવા કરવા હું મથી રહ્યો છું. તેને સારૂ હિમાલયની ટોચ પરથી પડવા જેટલી હિંમત આવામાં છે એમ માનું છું. છતાં હું હજુ તેથી બહુ દૂર છું એનું મને ભાન છે. જેમ હું નજીક પહોંચતો જાઉં છું તેમ મને મારી અશક્તિનું ભાન વધારે ને વધારે થતું જાય છે ને તેમ મને તે ભાન નમ્ર બનાવે છે. પોતાનું વામણાપણું ન જાણવું અને અભિમાન રાખવું એ બનવાજોગ છે, પણ જે જાણે છે તેનો ગર્વ ઉતરી જાય છે. મારો તો ક્યારનોયે ઉતરી ગયો છે. તુલસીદાસે પોતાને શઠની ઉપમા આપી તે હું બરોબર સમજી શકું છું. એ માર્ગ શૂરાનો છે. કાયરનું ત્યાં કામ નથી. ચોવીસે કલાક જે યત્ન કરે, ખાતાં, બેસતાં, સુતાં, કાંતતાં, શૌચ જતાં–દરેક ક્રિયા કરતાં જે કેવળ સત્યનું જ ચિંતન કરે તે જરૂર સત્યમય બને, અને જ્યારે સત્યનો સૂર્ય કોઇમાં સંપૂર્ણ પ્રકાશે છે ત્યારે તે છૂપો રહેતો નથી, ત્યારે તેને બોલવાપણું કે સમજાવવાપણું રહેતું નથી. અથવા તો તેના બોલમાં એટલું જોર ભરેલું હોય છે, એટલો જીવ ભર્યો હોય છે કે તેની અસર લોકો ઉપર તુરત થાય છે. એવું સત્ય

મારામાં નથી, પણ એ માર્ગે વિચરતો હોવાથી જ્યાં આડ જેવું ન હોય ત્યાં એરંડો પ્રધાન હોય એવી મારી દીન દશા છે.

સત્યમાં પ્રેમ હોય, સત્યમાં અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય આદિનો સમાવેશ થઈ જાય છે. કેવળ સગવડને ખાતર યમો પાંચ ગણાવ્યા. સત્યને જાણ્યા પછી હિંસા કરે તે સત્યને છોડે, સત્યને જાણ્યા પછી જે વ્યભિચાર કરે તે તો સૂરજ છતાં અંધારાની હસ્તી માન્યા જેવું થયું. આવા શુદ્ધ સત્યનું સંપૂર્ણ પાલન કરનાર એક માણસ પણ આ વર્ષના અંત પહેલાં નીકળી પડે તો સ્વરાજ મળે જ, કેમકે તે કહે તે સહુને માનવું જ પડે. સૂરજનો પ્રકાશ કંઈ બતાવવો નથી પડતો, સત્ય સ્વયંપ્રકાશ છે ને સ્વયંસિદ્ધ છે. એવું સત્યાચરણ આ વિષમ કાળને વિષે કઠિન છે પણ અશક્ય નથી એ હું જાણું છું. એવા સત્યના આગ્રહી આપણે ઘણા થોડા ઘણે અંશે પણ થઇયે તો સ્વરાજ મેળવીએ, એવા સત્યના સખ્ત આગ્રહી આપણે થોડા પણ થઇએ તોયે મળે. પણ આપણે સાચા હોવા જોઇયે. સત્યને બદલે સત્યનો ડોળ નહિ ચાલે. ભલે ને રૂપીયે આની હો પણ તે સત્ય જ હોવું જોઇયે. થોડાઘણા સત્યમાં કોઈ પણ ભૂલેચૂકે જાણી જોઇને બોલેલા અસત્યનો સમાવેશ તો નજ કરે. આ ધર્મયજ્ઞમાં આપણે બધા સત્યનું સેવન કરતા થઈ જઇએ એવી મારી મહત્વાકાંક્ષા છે.



# હંટર કમિટી આગળ મહાત્મા ગાંધીએ રજુ કરેલી લેખી જુબાની.



છેલ્લાં ત્રીસ વર્ષથી હું સત્યાગ્રહનો ઉપદેશ ને તેનું પાલન કરતો આવ્યો છું. સત્યાગ્રહના સિદ્ધાંતોને હું જે સ્વરૂપે અત્યારે પીછાનું છું તે સ્વરૂપમાં તે ક્રમે ક્રમે વિકાસ પામ્યા.

ઉત્તર અને દક્ષિણ ધ્રુવ વચ્ચે જેટલું અંતર છે તેટલું સત્યાગ્રહ અને "પેસિવ રિઝિસ્ટન્સ" વચ્ચે છે. "પેસિવ રિઝિસ્ટન્સ" તો નબળા લોકનું હથિયાર છે; અને પોતાનો હેતુ બર લાવવા સારૂ શારીરિક બળ વાપરવાનો કે તોફાન કરવાનો તેમાં બાધ નથી, પણ સત્યાગ્રહ તો સબળામાં સબળા લોકોનું હથિયાર છે, અને તેમાં કોઇ પણ પ્રકારનું રમખાણ મચાવવાનો ખ્યાલ પણ ન હોઈ શકે.

દક્ષિણ આફ્રિકામાં પૂરાં આઠ વર્ષ સુધી હિન્દુઓએ જે બળનો ઉપયોગ કર્યો હતો તે બળને મેં તે વખતે સત્યાગ્રહનું નામ આપ્યું હતું, એજ અરસામાં બ્રીટીશ ટાપુઓમાં તથા દક્ષિણ આફ્રિકામાં "પેસિવ રિઝિસ્ટન્સ"ની લડત ચાલતી હતી તેનાથી ભેદ પાડવાને મેં આ શબ્દ યોજ્યો હતો.

એ શબ્દનો મૂળ અર્થ સત્યનો આગ્રહ છે, એટલે કે તે સત્ય બળ છે. મેં તેને પ્રેમબળ અથવા આત્મબળ પણ કહ્યું છે. છેક શરૂઆતમાં મેં સત્યાગ્રહનો અમલ કરતાં જોયું હતું કે સત્યને પાળવામાં સામા માણસ ઉપર હુમલો કરવાનો ઈરાદો હોય જ નહિ, પણ ધીરજથી અને સહાનુભૂતિથી તે માણસને ભૂલ કરતો અટકાવવાનો જ હેતુ એમાં હોય. કારણ કે એકને જે સત્ય લાગે તે બીજાને ભૂલભરેલું પણ લાગે. ધીરજ એટલે જાતે દુ:ખ સહેવું. એટલે આ

સિદ્ધાન્તનો અર્થ એ થાય કે સામા માણસ ઉપર નહિ પણ પોતાની જાતે દુઃખ ખમીને સત્યને પાળવું.

પણ રાજકારણમાં લોકોની લડત તો અન્યાયી કાયદાઓ રૂપી ભૂલોની સામે થવાની જ ઘણુંખરૂં હોય છે. જ્યારે અરજીઓથી કે એવી બીજી રીતે તમે કાયદો અમલમાં મુકનારને તેની ભુલનું ભાન કરવામાં નિષ્ફળ નીવડો, ત્યારે જો તમે તે ભૂલને આધીન થવા માગતા ન હો તો તમારે સારૂ માત્ર એટલો જ ઉપાય રહ્યો કે તમે કાંતો તેવો કાયદો અમલમાં મુકનારને શરીરબળ વાપરીને તેમને નમવાની ફરજ પાડો, અથવા તો કાયદાનો ભંગ કરીને અને તેને સારૂ થતી શિક્ષા વ્હોરી લઈને જાતે દુઃખ સહન કરો. આથી સત્યાગ્રહ એ લે દિવાની કાયદાનો ભંગ એમ લોકો સમજે છે. તેમાં ફોજદારી નહિ પણ દિવાની કાયદાઓનો જ ભંગ કરવાનો હોય છે.

સાધારણ રીતે કાયદાનો ભંગ કરનાર માણસ છુપાઈને કાયદો તોડે છે, અને તેની શિક્ષાથી દૂર ભાગવા મહેનત કરે છે. પણ સત્યાગ્રહી તો તેમ નથી કરતો. કાયદાના ભંગથી જે શિક્ષા થાય તેની બીકથી નહિ પણ સમાજના કલ્યાણને માટે તે તેને જરૂરનાં ગણે છે. તે માટે સત્યાગ્રહી હમેશાં કાયદાને તાબે થાય છે. પણ એવા કેટલાક પ્રસંગો આવે છે—જો કે તે સાધારણ રીતે જુજ જ હોય છે—જ્યારે તે કેટલાક કાયદાને એટલા બધા અન્યાયી ગણે છે કે જેને આધીન થવું એ દૂષણ ગણાય. તે વખતે તે ખુલ્લી રીતે અને સભ્યતાપૂર્વક તેનો ભંગ કરે છે અને તેની શિક્ષા શાંતિથી સહન કરે છે. તથા કાયદો ઘડનારના વર્તનની સામે પોતાનો વાંધો નોંધાવવાને જે કાયદાના ભંગમાં અનીતિ સમાયલી ન હોય તેવા બીજા કાયદાનો પણ ભંગ કરીને એટલે ગમે તે રાજ્યને મદદ કરવાનું પણ તે બંધ કરે છે.

મારા મત પ્રમાણે સત્યાગ્રહ એટલો સુંદર અને અર્થસાધક છે, અને તેનો સિદ્ધાંત એટલો સરળ છે કે તેનો બાળકોને પણ ઉપદેશ કરી શકાય. ગીરમીટીઆ મજુરને નામે ઓળખાતાં હજારો પુરૂષો,

ઓઓ અને બાળકોને મેં સત્યાગ્રહનો ઉપદેશ કર્યો હતો અને તેમાં સરસ પરિણામ આવ્યાં હતાં.

## રોલેટ કાયદા.

જ્યારે રોલેટ કાયદા પ્રગટ કરવામાં આવ્યા ત્યારે મને એમ લાગ્યું કે વ્યક્તિની સ્વતંત્રતાને તે એટલા બંધન કર્તા હતા કે તેની સામે થવામાં બને તેટલું બળ અજમાવવું જ જોઇએ. મેં એ પણ જોયું કે તે કાયદાની સામે વિરોધ હિન્દીઓમાં સર્વમાન્ય હતો. સમગ્ર પ્રજાવર્ગને અણગમતો હોય એવો કાયદો ઘડવાને ગમે તેવા આપખુદી રાજ્યને પણ હક નથી; તો પછી હિન્દી સરકાર જેવી અંધારણની રૂઢી અને તેના દાખલા પાળતી સરકારથી તો આમ ન જ થઈ શકે. મને એમ પણ લાગ્યું કે આ કાયદા સામેની ચળવળ બેસી ન જાય અથવા તે તોફાનને રસ્તે ન ચઢી જાય તે માટે તેને ચોક્કસ દિશામાં વાળવાની જરૂર હતી.

## છઠ્ઠી એપ્રિલ.

તેથી કાયદાના ભંગના તત્ત્વ પર ભાર મૂકીને દેશને સત્યાગ્રહનો ઉપદેશ આપવાની મેં હિંમત ધરી. આ ચળવળ કેવળ આંતરિક અને પવિત્ર છે તેથી છઠ્ઠી એપ્રિલના એક દિવસને સારૂ ઉપવાસ અને પ્રાર્થના કરવાની ને તમામ કામકાજ બંધ કરવાની મેં સૂચના કરી. આનો સરસ જવાબ એક છેડાથી બીજા છેડા સુધી આખા હિન્દુસ્તાનમાંથી અને નાનાં ગામડામાંથી પણ મળ્યો; જોકે આને માટે કાંઈ પણ વ્યવસ્થા કે મોટી તૈયારી કરવામાં આવી ન હતી. મને જેવો વિચાર સૂઝ્યો તેવો જ તે પ્રજા આગળ મુક્યો. છઠ્ઠી એપ્રિલને દિવસે લોકોએ કાંઇ પણ તોફાન કર્યું નહીં અને પોલીસ જોડે કંઇ પણ ઝપાઝપી થઈ નહિ. હડતાળ કેવળ મરજીઆત અને સ્વયંભૂ હતી. જે કાગળ દ્વારા આ વિચાર જાહેર કરવામાં આવ્યો હતો તે હું આ સાથે રજુ કરૂં છું.

## મારી પરહેજગી.

છઠ્ઠી એપ્રીલનો દિવસ ઉજવ્યા પછી તુરત જ કાયદાનો ભંગ શરૂ કરવાનો હતો. તે હેતુથી સત્યાગ્રહ સભાની કમિટિએ કેટલાક રાજકીય કાયદા પસંદ કર્યા હતા, અને તેથી સ્વરાજ્ય વિષે મારૂં ચોપાનિયું સર્વોદય નામનું રસ્કિનના એક પુસ્તકનું ભાષાંતર સોક્રેટિસનો બચાવ અને તેનું મરણ એ વિષે લેખ વગેરે જે તદ્દન નિર્દોષ સાહિત્યની સરકારે બંધી કરી હતી તે વેચવાનું અમે શરૂ કર્યું.

છઠ્ઠી એપ્રિલને દિવસે હિન્દુસ્તાન જેવું સચેત થયું તેવું પહેલાં કદી પણ જોવામાં આવ્યું ન હતું એ વિષે તો કાંઈ પણ શંકા નથી. જે લોકો ભયભીત રહેતા હતા તેમને સરકારનો ડર ન રહ્યો. વળી અત્યાર સુધી પ્રજાનો મોટો સમુદાય તો સુષુપ્તિમાં જ હતો. આગેવાનોએ તેમના પર કંઇ પણ સંગીન અસર પહોંચાડી ન હતી. તેમને કાંઈ તાલીમ મળી ન હતી. તેમને એક નવી શક્તિનું ભાન થયું. પણ તે શું છે અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો એની તેમને સમજ ન હતી.

દિલ્લીમાં જે મોટો પ્રજાવર્ગ પહેલાં અચેતન રહ્યો હતો તેને કાબુમાં રાખવાનું કામ આગેવાનોને વસમું લાગ્યું. હું અમૃતસર જાઉં અને સત્યાગ્રહનું શાંત સ્વરૂપ લોકોને સમજાવું એમ ડૉ. સત્યપાલ ઇચ્છતા હતા. દિલ્લીથી સ્વામિ શ્રદ્ધાનંદજીએ અને અમૃતસરથી ડૉ. સત્યપાલે મને લખ્યું કે મારે લોકોને શાંત કરવાને માટે અને સત્યાગ્રહનું સ્વરૂપ સમજાવવાને માટે તે બન્ને સ્થળે જવું. હું પહેલાં કદી અમૃતસર અને પંજાબ પણ ગયો ન હતો. આ બન્ને ગૃહસ્થોનાં સંદેશા સત્તાધારીઓના જોવામાં આવ્યા હતા, અને બન્ને સ્થળે હું શાંતિ ફેલાવવાને માટે જતો હતો એ તેઓ જાણતા હતા.

હું આઠમી એપ્રિલને દિવસે દિલ્હી અને પંજાબ જવા મુબઇથી નીકળ્યો, અને ડૉ. સત્યપાલ કે જેમને હું પહેલાં કદિ મળ્યો નં

હતો તેમને દિલ્હીમાં મને મળવા મેં તાર કર્યો. પણ મથુરાં છોડયા પછી દિલ્હી પ્રાંતમાં મને દાખલ થતો અટકાવવાને એક હુકમ બજાવવામાં આવ્યો. મને લાગ્યું કે એ હુકમનો ભંગ કરવાની મારી ફરજ હતી, અને તેથી હું મુસાફરીમાં આગળ ચાલ્યો. પછી પલવલ આગળ મને પંજાબમાં જતો અટકાવવાનો અને મુંબઈ ઇલાકામાં જ મને રોકવાનો હુકમ મળ્યો, અને ત્યાં પોલિસની એક ટુકડીએ મને પકડયો અને ગાડીમાંથી ઉતાર્યો: જે પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટે મને પકડયો તેઓ મારી સાથે અતિશય સભ્યતાથી વર્ત્યા અને પહેલી જ ગાડીમાં મને મથુરાં લઈ જવામાં આવ્યો, ને ત્યાંથી તેઓ સવારમાં એક ભારખાનામાં મને સવાઈમાધવપુર લઇ ગયા. ત્યાં પેશાવરથી આવતી મુંબઇની મેલમાં હું બેઠો, અને સુપ્રિન્ટેન્ડન્ટ બાવરિંગે મારો કબજો લીધો. મને ૧૧ મી તારીખે મુંબઈમાં છુટો કરવામાં આવ્યો.

## રમખાણ.

દરમ્યાન અમદાવાદના, વીરમગામના અને સામાન્ય રીતે ગુજરાતના લોકોને મારા પકડાયાના ખબર મળ્યા, તેઓ ઝનુની બન્યા, તેમણે દુકાનો બંધ કરી, મોટાં ટોળાં ભેગાં થયાં, તેમણે ખૂન અને લૂટ કર્યા, આગો લગાડી, તાર કાપ્યા અને ગાડીના પાટા ઉખેડી નાંખવાનો પ્રયત્ન કર્યો.

## કારણો.

થોડા જ વખત પર મેં ખેડાના ખેડુતોની વચ્ચે રહીને કામ કર્યું હતું, અને હજારો પુરૂષો અને સ્ત્રીઓ સાથે હું ભળ્યો હતો. અનસુયા બ્હેનના કહેવાથી અને તેમની સાથે રહીને અમદાવાદના મિલ મજુરોનું કામ મેં કર્યું હતું. મિલ મજુરો તેમની કદર કરતા અને તેમને પૂજતા. તેઓ પણ પકડાયા છે એવી ખોટી અફવા ઉડી એટલે અમદાવાદના મજુરોનો ગુસ્સો ખૂબ તપી ગયો. વીરમગામના મજુરો જ્યારે મુસીબતમાં હતા ત્યારે અમે બન્ને તેમને મળ્યા હતા

અને તેમની વતી વચમાં પડ્યા હતા. અને તેથી મારી તો ખાત્રી છે છે કે મને પકડવાના ખબર અને અનસુયા બહેનને પકડવાની ગપ સાંભળીને લોકો ગુસ્સે થયા તેથી જ તેમણે અત્યાચાર કર્યો.

હું લગભગ આખા હિન્દુસ્તાનના જનસમુદાય સાથે ભળ્યો છું અને તેમની સાથે મેં ખુલાસાથી વાતો કરી છે. તે ઉપરથી આ અત્યાચારની પાછળ કાંઇ પણ અરાજક ચળવળ હોય એમ હું માનતો નથી. તેને હુલ્લડનું મોટું નામ પણ ભાગ્યે જ આપી શકાય.

## સરકારી પગલાં.

મારા મત પ્રમાણે સરકારની સામે બંડ ઉઠાવવાનો આરોપ ગુન્હેગારો ઉપર મુકવામાં સરકારે ભૂલ કરી છે. આ ઉતાવળા પગલાથી અણઘટતું અને વધારે પડતું દુઃખ ઘણાને સહેવું પડયું છે. અમદાવાદના મજુરો ઉપર નાખેલો દંડ ભારે હતો, અને તે ઉઘરાવવાની રીત વધારે પડતી કડક તથા ઉશ્કેરણી કરે એવી હતી. મજુરોના ઉપર ૧,૭૫,૦૦૦ રૂપીઆ જેવડો મોટો દંડ નાંખવાના ન્યાય વિષે મને શંકા છે. નડીઆદ અને બારેજડી ઉપર વધારાની પોલિસ નંખાઇ અને તેનો ખર્ચ બારેજડીના ખાતેદારો તથા નડીઆદના વાણીઆ તથા પાટીદારો પાસેથી ઉઘરાવવાનું ઠર્યું–એ પગલાં પણ બિલકુલ અકારણ અને ખારીલા જ ગણાય. એવી મારી માન્યતા છે કે અમદાવાદમાં માર્શલ લૉ વિના કારણ જાહેર કરવામાં આવ્યો હતો, અને તેના અવિચારી અમલથી કેટલાયે નિર્દોષ માણસોના જાન ગયા હતા.

બાકી, મુંબાઇ ઇલાકામાં જે વખતે પરસ્પર શંકાથી વાતાવરણ છવાઇ રહ્યું હતું, અને શાંતિ જાળવવાને લાવવામાં આવતા લશ્કરની ગાડીને ઉથલાવી નાંખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો તેથી અમલદારો સ્વાભાવિક રીતે ગુસ્સે થયા હશે તે વખતે, ઉપર જણાવેલા મુદ્દા બાદ કરતાં, તેઓ ઘણા જ સંયમથી વર્ત્યા એ વિષે મને સહેજ પણ શંકા નથી.

# હંટર કમિટીની તપાસ.

## ગાંધીજીની જુબાની.

### ભવ્ય ધાર્મિક સંવાદ.

—:૦:—

### સત્યાગ્રહતત્ત્વ નિરૂપણ.

### લોર્ડ હંટરના સવાલો.

સવાલઃ—મી. ગાંધી, સત્યાગ્રહની હીલચાલના પિતા તમે જ ને ?

જવાબઃ—જી હા.

સ૦ઃ—ટુંકામાં એ હીલચાલનું સ્વરૂપ સમજાવશો જરા ?

જ૦ઃ-શારીરિક બળને બદલે આત્મિક બળથી, અને શુદ્ધ સત્યના જોર ઉપર લડવાની હિમાયત કરનારી આ હીલચાલ છે. મારી દૃષ્ટિએ, એ કૌટુમ્બિક ક્ષેત્રમાં લાગૂ કરવામાં આવતો ન્યાય રાજદ્વારી ક્ષેત્રમાં પણ લાગૂ કરવાનો યત્ન છે અને પોતાનાં દુઃખોની દાદ મેળવવા જતાં એ એક જ રસ્તે પ્રજા ખૂનામરકીના ભયમાંથી બચી શકે તેમ છે એવો અનુભવ ઉપરથી મારો મત બંધાયો છે.

### સત્યાગ્રહ પ્રતિજ્ઞા.

સ૦—રોલેટ કાયદાની સામે થવા તમે આ હીલચાલ ઉપાડી; તમે લોકોને સત્યાગ્રહ પ્રતિજ્ઞા ઉપર સહી કરવા કહ્યું, ખરૂં ?

જ૦—જી હા.

સ૦—આ હીલચાલમાં જેટલાં બને તેટલાં માણુસો ભેળવવાનો તમારો ઇરાદો ખરો ?

જ૦—જી હા. સત્ય અને અહિંસાના સિદ્ધાંતને કોઇ રીતે બાધ ન આવે એવી રીતે. એ શરતે લાખો માણુસો મને મળે તો પણ એમાંના એકેએકને હું વગર આનાકાનીએ સત્યાગ્રહની હીલચાલમાં દાખલ કરૂં.

સ૦—તમારી હીલચાલ સરકાર વિરૂદ્ધ છે એમ ન કહેવાય ?

જ૦—નહિ જ. એવી કશી ભાવનામાંથી આ હીલચાલની ઉત્પત્તિ થઇ જ નથી.

સ૦—મી. ગાંધી, તમે જરા સત્યાગ્રહ પ્રતિજ્ઞા તરફ સરકારની દૃષ્ટિથી જોશો ? ધારો કે તમે પોતે જ ગવર્નર હો તો તમારી સરકાર સામે ઉપાડવામાં આવેલી આવી હીલચાલ વિષે તમે શું કહો ?

જ૦—જો દેશનો કારભાર મારા હાથમાં હોય અને શુદ્ધ સત્યને જ શોધવા ખાતર કોઇ લોકો ચોક્કસ કાયદાઓને માન આપવાની ના પાડે તો હું તેમના કૃત્યને કાયદેસર જ ગણું અને એમને હું મારા કરી લઉં. સાચો સત્યાગ્રહી જાતે માગે તે જ હક્ક પોતાના વિરોધીઓને પણ આપે.

સ૦—આવી જાતની હીલચાલ લાંબો વખત જારી રહે તો રાજ્ય નભી રહી શકે ખરૂં ?

જ૦—જરૂર. દક્ષિણ આફ્રિકામાં લડત આઠ આઠ વરસ ચાલુ રહી છતાં ત્યાંનું રાજ્ય અટક્યું ન હતું અને લડત પછી જનરલ સ્મટસે અભિપ્રાય આપ્યો હતો કે દક્ષિણ આફ્રિકાના હિંદીઓની પેઠેજ બધા લડત ચલાવે તો પોતાને કશું વાંધો લેવાપણું ન હોઇ શકે.

## વ્યક્તિક સ્વચ્છંદ પર અંકુશ.

સ૦—તમારી સત્યાગ્રહ પ્રતિજ્ઞામાં તો એક કમિટિ નક્કી કરે તે કાયદાઓ તોડવાની જ વાત છે ને ?

જ૦—હા જી, અને પ્રતિજ્ઞાનો એ જ ભાગ વ્યક્તિ સ્વચ્છંદ ઉપર અંકુશ મૂકનારો છે એ વાત આપની કમિટિ સમક્ષ હું સ્પષ્ટ કરવા ઇચ્છું છું. સત્યાગ્રહ હીલચાલને સાર્વજનિક કરવાનો ઇરાદો હતો એટલે એવો અંકુશ મૂકવો જ મને યોગ્ય લાગ્યો.

સ૦—મી. ગાંધી, કપાળે કપાળે જુદી જુદી મતિ એ કહેવત સત્યાગ્રહીઓને પણ લાગૂ ન પડે ?

જ૦—હા જી, પડે, અને એ કડવો અનુભવ મને થઇ ચૂક્યો છે.

સ૦—એવી પ્રતિજ્ઞાથી માણસના અંતઃકરણને તમે બાંધી નથી લેતા ?

જ૦—હું જે રીતે એનો અર્થ કરૂં છૂં એ દૃષ્ટિએ નહિ જ. મારો અર્થ ભૂલભરેલો નિવડશે તો ફરી આ હીલચાલ શરૂ કરવાનો પ્રસંગ આવ્યે મારે મારી ભૂલ સુધારવી રહી.

લૉ. હં.—ના, ના, મિ. ગાંધી, હું કંઈ તમને શીખામણ આપવાનો દાવો નથી કરતો.

ગાંધીજી–હું સમજ્યો, છતાં એવી માન્યતામાંથી હું આ કમિટિની પણ રક્ષા કરી લેવા ઇચ્છું છું.

લૉ. હં.—પણ કાયદાના સવિનય ભંગનો સિદ્ધાંત જોખમકારક નથી લાગતો ?

ગાંધીજી:—મારી માન્યતા એથી ઉલટી છે. દેશને ખૂનામરકીના વિચારો કરવામાંથી છોડાવી લેવાનો શુદ્ધ હેતુ જ કેવળ એના મૂળમાં રહેલો છે.

## રોલેટ કાયદા.

ત્યાર પછી લૉર્ડ હંટરે ટુંકામાં રોલેટ કાયદો પસાર થયા અગાઉના સંજોગો, હિંદી પ્રજા તરફથી ચોમેરથી એની સામે થએલો વિરોધ વગેરે વર્ણવી બતાવ્યા અને એ કાયદા સામે ગાંધીજીને શું વાંધો હતો તેનો મત સમજાવવા કહ્યું.

ગાંધીજી:–રૉલૅટ કમિટિનો રીપોર્ટ વાંચતાં મને એમ લાગ્યું કે રૉલૅટ કમિટિએ જે ભલામણો પોતાના રીપોર્ટને અંતે કરી તેવી ભલામણો કરવા પૂરતાં પુરાવો હકીકતો કમિટિની પાસે ન હતી. એ ભલામણો ઉપરથી ઘડી કહાડવામાં આવેલા ખરડાઓનો દેશમાં સાર્વજનિક વિરોધ થયો. ધારાસભામાં એકેએક હિંદી સભાસદે એનો વિરોધ કર્યો પણ સરકારે એ વિરોધને તુચ્છકાર્યો. આ સ્થિતિમાં વ્યક્તિ તરીકે અને એક મોટા સામ્રાજ્યના સભ્ય તરીકે અંત લગી એની સામે થયા વગર મારે માટે બીજો રસ્તો નથી એમ મેં જોયું.

સ:—આ કાયદો ખુનામરકીના ગુન્હાઓને પહોંચી વળવાના હેતુથી ઘડવામાં આવ્યો છે એ તો તમે કબૂલ કરો છો ને?

જ:—હાજી. એના હેતુ તો વખાણવા લાયક જ ગણાય.

સ:—ત્યારે એ હેતુ પાર પાડવાને સારૂ ઘડવામાં આવેલી યોજનાના તમે વિરોધી છો, એટલે કે જે સત્તાઓ અધિકારી વર્ગને એમાં બક્ષવામાં આવી છે એ સામે ત્હમારો વાંધો છે એમ જ ને?

જ:—હા જી.

સ:—હિંદી રાજ્યરક્ષણ કાનૂન ઘડવામાં આવ્યો ત્યારે એ કાયદાની રૂએ આપવામાં આવેલી સત્તાઓ એટલી જ વિશાળ ન હતી?

જ:—હતી જ. પણ એ કાયદો હકીકતમાં આપતકાળ માટે ઘડવામાં આવ્યો હતો અને તેટલા વખત પૂરતો જ હતો. વળી તે પણ પ્રજાએ દુ:ખી મને કબૂલ રાખેલો. રૉલૅટ કાયદો એથી તદ્દન જૂદા પ્રકારનો છે અને ઉપરના કાયદાના અમલના અનુભવ પછી રૉલૅટ કાયદા સામેનો મારો વાંધો વધુ મજબુત બન્યો છે.

સ:—મી. ગાંધી, તમને ખબર જ હશે કે રૉલૅટ કાયદામાં સ્થાનિક સરકારના મત અને સલાહ લીધા વગર હિન્દુસ્તાન સરકાર કશું પગલું ન ભરે એવી વ્યવસ્થા છે.

જ:—તે સાચું છે; છતાં રાજ્યની લગામ જેના હાથમાં છે એ સરકારને દીવાની બની જતાં મેં નજરે જોઇ છે અને એવાના હાથમાં અસાધારણ સત્તા હું તો ન જ સોંપું.

સ:—પણ રૉલેટ કાયદો બીજી કોઇ રીતે રદ ન કરાવી શકાત?

જ:—અરે, મેં તો પગે પડી પડીને લૉર્ડ ચેમ્સફર્ડને વિનવ્યા, તેઓ સાહેબની જોડે અને જેમને જેમને મારાથી મળી શકાયું તે બધા અમલદારો જોડે જીવ તોડી તોડીને મેં દલીલો કરી, પણ એ બધું વ્યર્થ નિવડયું. હાથમાં હતા એમાંનો એકે ઉપાય અજમાવવો અમે બાકી નહોતો રાખ્યો.

સ:—મી. ગાંધી, વિરોધીઓને એટલી ઉતાવળે કેમ સમજાવી શકો?

જ:—સત્યાગ્રહમાં ઉતાવળને અવકાશ જ નથી. મારી નજરમાં તો મેં લીધો એ એકજ રસ્તો ઉત્તમ અને વાજબી હતો. મારા આત્માને દૂભવે એવો હુકમ મારા પિતા પણ કરે તો મારી નજરમાં તો મારે માટે ઉત્તમમાં ઉત્તમ રસ્તો એ જ છે કે વિનયપુર્વક મારે એમના હુકમનો અનાદર કરવો; અને હું મર્યાદા બહાર ન જતો હોઉં તો હું આપની સન્મુખ કહી બતાવવા ઇચ્છું છું કે એ જ ન્યાયને મારા કુટુંબમાં હું અનુસરતો આવ્યો છું અને "તમારો આ હુકમ મારા અંતઃકરણને અપવિત્ર અને દૂષિત લાગે છે, એનો અનાદર કર્યા વગર મારો છુટકો નથી," એમ મારા પિતાને કહેવું મારે માટે જો અનુચિત નથી તો એ જ ન્યાયે મારે મારા મિત્રને અગર કોઈ પણ સરકારને પણ એમજ કહેવું અનુચિત નથી.

## હડતાળ.

પછી લૉર્ડ હંટરે સાર્વજનિક હડતાળને લગતા સવાલો પુછવા શરૂ કર્યા.

સ:—હડતાળ એટલે દેશના બધા લોકોએ એક સાથે પોતપોતાનું કામ બંધ કરવું, ખરૂં ને ?

જ:—હાજી.

સ:—એમ કરવાથી ભારે મુશ્કેલીઓ ભરી સ્થિતિ ન ઉભી થાય ?

જ:—બહુ લાંબો વખત એ ચાલૂ રહે તો થાય ખરી.

પછી લોકોએ ખોટી ગણત્રી કર્યાથી નહિ પણ રૉલેટ કાયદાને ના. વાઈસરોયની સંમતિ મળ્યાના ખબર દેશના જુદા જુદા ભાગમાં વહેલા મોડા મળ્યા તેથી દેશના અમુક ભાગોમાં લોકોએ ૩૦ મી માર્ચને દિવસે અને આખા દેશમાં બધે જ ૬ ઠી એપ્રિલે હડતાળ કેવી રીતે પાડી એ સમજાવ્યું.

સ:—હડતાળમાં ભળવાનું તદ્દન સૌ સૌની મરજી ઉપર જ રહેવું જોઇએ એ તો તમને કબૂલ ખરૂં ને ?

જ:—હાજી, પૂરેપૂરૂં. પણ તે એવા અર્થમાં કે હડતાળને દિવસે કોઇને હડતાળમાં ભળવાનો આગ્રહ ન કરવામાં આવે. બાકી બીજા દિવસોમાં હડતાળમાં ભળવાની ભલામણ, હસ્તપત્રકો, ચોપાનીઆંઓ અગર બીજાં હીલચાલનાં સાધનો દ્વારા કરવી એને હું પૂરેપૂરૂં કાયદેસર ગણું.

સ:—હડતાળને દિવસે લોકો ટાંગાવાળાઓને હેરાન કરે એથી તો તમે વિરૂદ્ધ છોને ?

જ:—પૂરેપૂરો.

સ:—એવું અયોગ્ય વર્તન કરનારા લોકોની બાબતમાં પોલિસ વચ્ચે પડે તો તેમાં પણ તમારો વાંધો નહિ ને ?

જ:—પોલિસ ઘટતી હદમાં રહીને અને સહનશીલતાપૂર્વક વર્તે તો હું વાંધો ન લઉં.

સ:—પણ હડતાળને દિવસે લોકોએ ટાંગાઓ અટકાવવા અને બીજા લોકોની જોડે ખેંચતાણ કરવી એ બહુ જ અઘટિત છે એમ તો તમે કબૂલ કરો છો ને ?

જ:—અવશ્ય. કેમકે સત્યાગ્રહીની દૃષ્ટિએ તો ગમે તે સ્થિતિમાં પણ બળનો ઉપયોગ કરવો એ ચોકખો ગુન્હો જ ગણાય.

સ:—દિલ્હીના તમારા મુખ્ય એલચી સ્વામી શ્રદ્ધાનંદ–

ગાંધીજી:—મેં શ્રદ્ધાનંદજીને મારા એલચી ગણ્યા જ નથી. એ તો મારા માનવંતા સહાયક હતા.

લૉ. હં:—ત્યારે તમારા એ માનવંતા સહાયકે તમને આ બાબતમાં કાગળ લખીને દિલ્લી તથા પંજાબના અનુભવો પછી શારીરિક બળ અને ખૂનામરકી થયા વગર સાર્વત્રિક હડતાળ પાર પાડવાની ચોખ્ખી અશકયતા બાબત કાગળ લખેલો ?

જ:—એ કાગળમાંની વિગત મને અત્યારે યાદ નથી. મને ભાસે છે કે એઓ તો એથીએ આગળ ગયા હતા. એમણે કહેલું કે કાયદાનો સવિનય ભંગ કરવાની હીલચાલ પ્રજામાં બેધડકપણે ચલાવવી અશકય ગણાય. મેં કાયદાનો સવિનય ભંગ કરવાનું મુલ્તવી રાખ્યું ત્યારે શ્રદ્ધાનંદજી અને મારી વચ્ચે એ વિષે મતભેદ થયો હતો. લોકોની ઉપર પૂરતો કાબૂ મેં નહોતો મેળવ્યો એ મારા ધ્યાનમાં આવ્યાથી મેં કાયદાનો સવિનય ભંગ મુલ્તવી રાખ્યો. એમની દલીલ એવી હતી કે જો ખૂનામરકીના ભયથી સત્યાગ્રહ બંધ કરવાનો પ્રસંગ આવે તો સાર્વજનિક સત્યાગ્રહ થઈ જ ન શકે કેમકે એટલા વિસ્તારવાળી લડતોમાં ખૂનામરકી તો થાય જ. હું તેમાં મળતો ન થઈ શકયો. કાયદાનો ભંગ કરવો એ જેટલે અંશે સત્યાગ્રહ છે તેટલે જ અંશે એવો ભંગ મુલ્તવી રાખવો એ પણ સત્યાગ્રહ હોય. એ પ્રસંગ આ અવસરે મારી સામે ઉભો રહ્યો અને મેં કાયદાના સવિનય ભંગ રૂપી સત્યાગ્રહ મુલ્તવી રાખ્યો. વળી આ બાબતનો વિચાર કરવામાં હડતાળ અને સત્યાગ્રહ વચ્ચેનો તફાવત પણ સમજી લેવો જરૂરનો છે. હડતાળમાં સત્યાગ્રહ રહેલો હોય અને ન પણ હોય. હડતાળની યોજના પ્રજાના તેમજ સરકારના મન ઉપર વસ્તુસ્થિતિની ગંભીરતાની

સચોટ અસર પડે એટલા જ હેતુથી કરવામાં આવી હતી. કાયદાનો સવિનય ભંગ રૉલેટ કાયદાની સામે થનારાઓને માટે જરૂરી તાલીમ મેળવવા માટે હતો. આવી કંઇ કસોટી વગર દેશનું મન પારખવાનું મારી પાસે બીજું સાધન નહોતું. મારાથી કેટલે દરજ્જે કાયદાનો સવિનય ભંગ થઇ શકે એ સમજવાનું હડતાલ એ યોગ્ય સાધન હતું.

સઃ—પણ સત્યાગ્રહના ઉપદેશની જોડાજોડ હડતાલ કરવાનું પણ લોકોને કહેવામાં આવે તો એનાથી મારફાડના જુસ્સાને ઉત્તેજન ન મળે?

જઃ—મારો અનુભવ તો એથી તદ્દન ઉલટો છે. મેં તો હજારો લાખો સ્ત્રીપુરૂષોને અને ન્હાનાં બાળક બચ્ચાંઓને પણ અસાધારણ સુઘડીથી સરઘસોમાં ચાલતાં જોયાં અને હું તો દિંગ થઈ ગયો. મારી ખાત્રી છે કે શુદ્ધ સ્વરૂપમાં સત્યાગ્રહનો ઉપદેશ કરવામાં આવ્યો હોત તો એ પરિણામ કદાપિ જોવા મળત નહિ. પણ પાછળ જણાવી ગયો તેમ હડતાલ એ એક વસ્તુ છે અને કાયદાના ભંગની ક્રિયા એ બીજી વસ્તુ છે; અને હડતાલને સમયે જ કાયદાનો ભંગ કરવો એવી મારી ગણત્રી હતી નહિ.

## ગાંધીજીની પરહેજગી.

બાદ લૉર્ડ હંટરે પલવલ સ્ટેશને ગાંધીજીને તેમની પરહેજગીની બાબતમાં તેમને ખરેખર જ પકડવામાં આવેલા કે કેમ વિષે પૂછવાની શરૂઆત કરી. ગાંધીજીએ જણાવ્યું કે "મારી પરહેજગી એ માત્ર નામની જ ન હતી પણ તેમાં પરહેજગીના બધા અંશો હતા. અને મુંબઈ પાછા જવાનું મને કહેવામાં નહોતું આવ્યું પણ પોલિસ પરહેજમાં રાખીને મને મુંબઇ પાછો પહોંચાડી દેવાનો હતો. દિલ્હીમાં ન દાખલ થવાના હુકમને તાબે ન થવાનો મારો નિશ્ચય પોલિસ અમલદારને મેં જણાવ્યો. જ્યારે ટ્રેન પલવલ સ્ટેશને પહોંચી ત્યારે અમલદાર ફરીથી મારા ડબામાં આવ્યો અને

મારા ખભા ઉપર હાથ મુકી મને કહ્યું 'મી૦ ગાંધી, ત્હમને હું પરહેજ કરૂં છું, આમ કહીને મને મારા સામાન સહિત ટ્રેઇનમાંથી ઉતારી લીધો. પછી પ્લેટફોર્મ ઉપર મને રોકવામાં આવ્યો અને જ્યારે પ્લેટફોર્મની કોર ઉપર હું થુંકવા જતો હતો ત્યારે પહેરેગીરોએ મને રોક્યો પણ ખરો. એમ કરવામાં એઓની ભૂલ હતી એવું કહેવાની મારી મતલબ નથી. પણ એ પરહેજગીનું ચિન્હ હતું એટલું જ બતાવવા ઇચ્છું છું. પોલિસ તો કેવળ પોતાની ફરજ બજાવી રહી હતી."

લો. હં:—તમારે દિલ્હી અગર પંજાબ ન જવું એટલી જ સરકારની તો તમારી પાસે માગણી હતી ને?

ગાંધીજી:—એ સવાલ તો હવે રહ્યો જ ન હતો. દાખલ ન થવાનો હુકમ મને પલવલ પહોંચતા પહેલાં મળ્યો હતો અને તેને મેં માન ન આપ્યું તેથી તો હું આગળ વધ્યો. એ ગુન્હાને સારૂ મને પકડવાની ક્રિયા બાકી રહી હતી, અને પલવલમાં કરવામાં આવી અને તેથીજ મને પહેરાની હેઠળ મુંબઈ લઇ જવામાં આવ્યો.

લો. હં:—મતલબ કે એક સરકારી હુકમની રૂએ તમને જણાવવામાં આવ્યું કે તમને દીલ્હી અગર પંજાબ જવા દેવામાં નહિ આવે અને જો મુંબઈ ઇલાકામાં રહેશો તો પૂરેપૂરી છૂટથી રહેવા દેવામાં આવશે.

ગાંધીજી:—જી હા.

લો. હં:—એ તમને પકડીને જેલમાં નાખ્યાથી તો જૂદું જ થયું ને?

ગાંધીજી:—મને જેલમાં નાંખ્યાનો આરોપ તો સરકાર ઉપર કોઇએ મૂક્યો જ નથી. ફરિયાદ એટલી હતી કે હું શાંતિ કરવા જતો હતો તેમાં સરકારે મને રોક્યો અને પકડયો.

લો. હં:—જો સરકારને પ્રમાણિકપણે એમ લાગ્યું હોય કે તમારા સિદ્ધાંતના ઉપદેશથી જ્યાં લોકો ઉશ્કેરાએલા છે એવી કોઇ જગાએ તમને તમારા સિદ્ધાંતનો પ્રચાર કરવા જવા દેવા ઠીક નથી તો એ સામે તમે વાંધો લ્યો ખરા?

ગાંધીજી:—એ દૃષ્ટિએ મારે કશું જ કહેવાપણું ન હોય.

## પંજાબ અને અમદાવાદનાં રમખાણો.

લો. હં:—તમારા પકડાવા પછી દિલ્લીમાં, પંજાબમાં અને અમદાવાદમાં ગંભીર બનાવો બન્યા, ખરૂં?

ગાંધીજી:—હાજી.

લો. હં:—હવે આવી રીતને લગતી બાબતોનો આપણે વિચાર કરવો રહ્યો. કહે છે કે અમદાવાદના મિલમજુરોમાં તમે ભારે લોકપ્રિય છો એ ખરૂં?

ગાંધીજી:—જી.

લો. હં:—અને તમારી પરહેજગીથી એમનામાં ભારે ગુસ્સો ફેલાઇને અમદાવાદ તથા વીરમગામમાં તા. ૧૦-૧૧ અને ૧૨ મી એપ્રિલે લોકોનાં ટોળાંઓને હાથે ખેદજનક કામો થયાં ખરૂં?

ગાંધીજી:—જી હા.

લો. હં.—એ બનાવોની બાબતમાં અંગત માહિતી તો તમને કંઈ જ નહિ હોય ખરૂં કેની?

ગાંધીજી:—ના.

લો. હં:—એ બનાવોની બાબતમાં અમે કંઈ પણ મત બાંધી શકીએ એવું તમે કંઇ કહી શકો છો?

ગાંધીજીઃ—હું આટલું કહેવાની રજા લઇશ કે અમદાવાદનાં કે વીરમગામનાં શું, લોકોનાં ટોળાંઓએ કરેલાં કૃત્યોને તો મેં સ ચૈવ અક્ષમ્ય માન્યાં છે, અને મને ખેદ છે કે લોકો એટલે દરજ પોતાનું ભાન ભૂલી ગયા. એની સાથે સાથે જ હું એ પણ જણા દેવા ઇચ્છું ખરો કે વાજબી રીતે કે ગેરવાજબી રીતે પણ જે લોકો હું પ્રિય હતો તેમના ધૈર્યની મને પકડીને સરકારે આકરી કસોટી ક સરકારે ડહાપણ બતાવવું ઘટતું હતું. હું એમ નથી કહેવા ઇચ્છ કે સરકારે જ ભૂલ કરી અને લોકોએ નથી કરી. હું તો કહી ગ કે લોકોની ભૂલ તો માફ ન જ થઇ શકે.

ત્યાર પછી અમદાવાદ પાછા ફર્યા પછી થએલી ભૂલો સુધાર પોતે શું શું કર્યું તેનું ગાંધીજીએ વર્ણન કરી બતાવ્યું.

"શાંતિ ફેલાવવાને સારૂ મારાથી જે થઇ શકે તે સેવા ક વાનું મેં સરકારને તેમજ લોકોને સૂચવ્યું. મિ. પ્રેટ અને બીજા અ મલદારો જોડે મારે લાંબી વાત થઇ. ૧૩ મી તારીખે લોકોની સભ ભરવાનું મેં નક્કી કરેલું પરંતુ તેમ કરવું ઘણું મુશ્કેલ જણાયું તે ૧૪ મી તારીખે સભા થઈ."

## રમખાણો અને 'ભણેલાઓ'

આ સભામાં જ લોકોના વર્તનને વખોડી કહાડતાં જેમ રમખાણોમાં હાથ હતો એ લોકોને પોતે 'ભણેલા' કેવી રીતે ક અને તેમના કામને 'યોજિત' કેવી રીતે ગણ્યું તે સમજાવતાં ગાંધ જીએ જણાવ્યું હતું કેઃ—

"આ બન્ને શબ્દોનો મ્હારી વિરૂદ્ધ તેમ જ લોકોની વિરૂ વખતોવખત ઉપયોગ કરવામાં આવ્યો છે. પણ જેઓ ગુજરાતી ભા સમજે છે તેઓ બરાબર જાણે છે અને સર ચીમનલાલ સાક્ષી પૂર કે 'ભણેલા' શબ્દનો અર્થ લખી વાંચી જાણનારા એટલોજ છે, અ

ઉંચી કેળવણી પામેલાને સારૂ 'શિક્ષિત' વિશેષણનો પ્રયોગ કરવામાં આવે છે. તેથી મેં વાપરેલા શબ્દમાં ડીગ્રીવાળાઓનો સમાવેશ થઇ શકતો નથી. તેમ જ 'યોજિત કાર્ય' નો અર્થ જે પ્રમાણે કરવામાં આવ્યો છે તે પણ અયોગ્ય છે. યોજના એટલે હિંદુસ્તાનમાં થએલા કોઇ પણ કાવતરા અથવા ઘટનાનો આ અમદાવાદની યોજના ભાગ હતો એવું કહેવાનો મારો આશય ન હતો; અને મારૂં આખું ભાષણ વાંચનાર એ વાત સ્પષ્ટ રીતે સમજી શકે તેમ છે. એમને પંજાબની તો શું પણ વીરમગામના બનાવોની પણ ખબર ન હતી. મારા વિચારો કેવળ અમદાવાદમાં બનેલા બનાવોને વિષે જ અપાયા હતા—

મી. ગાઇડિરની તપાસની સાથે મને કશો સંબંધ ન હતો. હું જાણું છું કે મેં કોઈ પણ ગુન્હેગારનું નામ નથી આપ્યું તેથી તેઓ મારી સામે ફરીયાદ કરે છે. પણ મારી કાર્યરેખા તે જાણતા નથી. તેઓ ભ્રમિત થયા છે. મારૂં કામ ગુન્હેગારોની પાસે પશ્ચાતાપ કરાવવાનું, તેઓને ફરી ગુન્હો કરતાં અટકાવવાનું અને ગુન્હો કબૂલ કરાવવાનું છે. જે માણસ આ કાર્ય કરે તેનાથી પોલિસને ખબર આપવાનું કાર્ય ન જ બની શકે, કેમકે એ બન્ને વિરોધી ધંધા છે. હું જાણું છું કે મી. ગાઇડિર એથી ઉલટું માને છે, પણ મને તેઓ મનાવી શકયા નહિ. અનસૂયા બેનને વિષે દુષ્ટ અફવા ફેલાઈ તેથી લોકો વધારે ઉશ્કેરાયા. કેટલાક અર્ધદગ્ધ જુવાનો સીનેમેટોગ્રાફો, મૂર્ખ નવલકથાઓ અને ખૂનામરકીની આવશ્યકતા માનનારા નેતાઓની પાસેથી ખોટા વિચારો ગ્રહણ કરે છે. આવા માણસોને હું જાણું છું. તેવા ઘણાને સીધે માર્ગે ચઢાવવા મેં પ્રયત્ન કરેલ છે અને એવા ઘણાને ખૂનામરકીના ઉપાય ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો છે."

## "યોજના" એટલે શું?

"આવા પ્રકારના અડધું જ્ઞાન મેળવેલા જુવાનોથી પ્રેરિત થઇને અજ્ઞાની માણસોએ અમદાવાદમાં ન કરવાનાં કાર્ય કર્યાં. એવા ઘણા

ન હતા એમ પણ હું જાણું છું. અને ખૂનામરકી ઇત્યાદિ યોજનાપૂ
થયાં છે એનો અર્થ આથી વિશેષ મેં સૂચવ્યો નથી, કર્યો નથ
યુનિવર્સિટીના શિક્ષિત માણસોની આ યોજના છે એવું મેં સૂચ
નથી. આ કાર્યમાં તેઓનો હાથ હતો એમ મેં જાણ્યું પણ નથી.

સ:—તમે એમ સૂચવો છો કે આ બધાં ટોળાંઓ એક
ઇરાદાથી કાર્ય કરી રહ્યાં હતાં?

જ:—હું એમ નથી કહેતો. એમ કહેવું અતિશયોક્તિ ગણા
પણ હું માનું છું કે બે ત્રણ માણસોએ લોકોને ઉશ્કેર્યાં અને લો
દોષમાં પડ્યા.

સ:—આ કાર્યો સરકારની સામેનાં તમે ગણો છો કે યુરોપ
અનોની સામેનાં?

જ:—સરકારની સામે હતાં એમાં તો મને શક જ નથી. પ
આજ સુધીયે યુરોપીઅનોની સામે તે હતાં કે નહિ એ વિષે
નિશ્ચય કરી શક્યો નથી. યુરોપીઅનોની સામે ન હતાં એવાં શુ
ચિન્હો કેટલાંક તો મેં જોયાં છે. છતાં બધો વિચાર કરતાં
ચોકસ નિર્ણય ઉપર આવી શક્યો નથી.

## સત્યાગ્રહી અને ગુન્હેગારો.

સ:—સત્યાગ્રહના સૂત્ર પ્રમાણે ગુન્હેગારોને સજા મળવી જોઇ
કે નહિ?

જ:—ગુન્હેગારોને સજા કરવી એ ખોટું છે એમ કહેવા
તૈયાર નથી. પણ તેથી વધારે સારો રસ્તો આપણી પાસે છે. સ
કરવામાં એવો ભાવ રહ્યો છે કે બહારથી દબાણ કરીને આપણે મ
ણુસને સુધારી શકીએ. આ વાત મને યોગ્ય નથી લાગતી, પણ ચ
ત્યારે તો હું આટલું કહું એ બસ છે કે ગુન્હેગારને સજા થાય તે
સામે સત્યાગ્રહી ફરિયાદ ન કરી શકે. એટલે સજાઓ વિષે સત્યા
હનું સૂત્ર સરકારી અમલનું વિરોધી નથી એમ કહી શકાય.

સઃ—પણ સત્યાગ્રહના નિયમ પ્રમાણે ગુન્હા શોધી કઢાય એવી હકીકત સત્યાગ્રહીએ ન આપે એમ તમે કહેતા જણાએ છો.

જઃ—હું ઉપર કહી ગયો તેમ સત્યાગ્રહી બે ઘોડે ન ચઢી શકે. સુધારણા અને પોલિસ ચોકી એ બે સામસામી વાત છે. બન્ને રાજ્યસત્તાને મદદ કરનારાં છે, પણ દરેક જૂદે રસ્તે મદદ કરે છે. સત્યાગ્રહી લોકોને વિનયથી અને સ્વેચ્છાથી કાયદાને માન આપનારા બનાવે છે. પોલીસખાતું ગુન્હેગારોને કહાડી તેઓને સજા કરાવી ગુન્હા ઓછા કરવાની આશા રાખી રાજ્યસત્તાને મદદ કરવાનો દાવો કરે છે. બન્ને પક્ષનો ઇરાદો શુભ છે.

સઃ—ધારો કે સત્યાગ્રહીએ નજરોનજર ગુન્હો થયેલો જોયો. આ ગુન્હાની પોલિસને ખબર આપવી એ તેની ફરજ છે કે નહિ? આ સવાલનો જવાબ તમને યોગ્ય જણાય તો જ આપજો.

જઃ—હું મી. ગાઇડરને તો એનો જવાબ આપી ચૂક્યો છું અને મને ભાસે છે કે આપને પણ આપવો એ જ ઉચિત છે. આ દેશના યુવકવર્ગને મારા કોઈ પણ બોલથી આડે માર્ગે દોરવા હું ઇચ્છતો નથી. આપના સવાલના જવાબથી ગેરસમજ થવાનો ભય છે. છતાં એક સૂત્ર તરીકે તો મારે કહેવું જોઇએ કે કોઇ પણ માણસની પોતાના ભાઇની સામે સાક્ષી આપવાની ફરજ ન હોઇ શકે. અહીં ભાઇનો અર્થ હું સંકુચિતપણે નથી કરતો. જાતિ, ધર્મ, દેશનો ભેદ રાખ્યા વિના પ્રત્યેક એક બીજાના ભાઈ છે એવો અર્થ કરશો. સત્યાગ્રહીથી ‘ભાઇ’નો સંકુચિત અર્થ કરાય નહિ. જો હું મારા ભાઇને ગુન્હામાંથી છોડાવવા ઇચ્છું તો હું તેના ગુન્હાની પોલીસને ખબર આપીને છોડાવી ન શકું. હું મારા ભાઇની ઉપર કાંઇ પણ અસર કરી શકું તેના પહેલાં તે ગમે તે કહે તેને વિષે મારે તેને નિર્ભય બનાવવો જોઇએ અને જો હું તેમ ન કરૂં તો તે છૂટથી પોતાના ગુન્હાને ન સંભળાવે. પણ પોતે જોએલા ગુન્હાની પણ જુબાની ન આપવાનો

અધિકાર માત્ર સંપૂર્ણ સત્યાગ્રહીને જ પ્રાપ્ત થાય છે. એટલું પણ હું ઉમેરવા ઇચ્છું છું કે દક્ષિણ આફ્રિકામાં તેમ જ અહીં હું ખૂની ગુન્હેગારના પ્રસંગમાં આવેલો છું અને તેમાંના ઘણાંએ પોતે કરેલાં પાપોનો પશ્ચાત્તાપ કર્યો છે અને કેટલાકે ગુન્હા કરવાનું છોડી પણ દીધું છે. એવો અધિકારનો દાવો હું પોતે કરતો નથી. હું મને પોતાને સંપૂર્ણ સત્યાગ્રહી માનતો નથી. એટલે મારી નજરે થએલો ગુન્હો હું જોઉં તો તેને વિષે હું સાક્ષી નજ આપું એવું હું કહી શકતો નથી.

## ખાસ અદાલતો.

સઃ—આ સિવાય બીજું કંઈ તમારે કહેવાની ઇચ્છા છે ?

જઃ—હાજી, મને લાગે છે કે જે ખાસ અદાલતો નીમવામાં આવી હતી તેમનું કામ ન્યાયસર થયું હતું. તેથી મને ટીકા કરતાં સંકોચ થાય છે; તો પણ આટલું તો હું કહીશ કે સરકારે લડાઇ કરવાના ગુન્હાનો આરોપ મુકવો નહોતો જોઇતો. તેમ થવાથી કેટલાક લોકોને હદ કરતાં વધારે સજા થઇ છે. એ ઉતાવળું પગલું હતું.

સઃ—પણ એ તો તમે સરકારી વકીલનો દોષ જણાવ્યો.

જઃ—હું એમ નથી માનતો. આવાં ભારે કામોમાં સરકારી વકીલ તેના મુખીને પુછ્યા વિના જવાબદારી ન ઉઠાવે તેથી હું કમિટીને કહેવા ઇચ્છું છું કે અદાલતોની મારફતે યોગ્ય અને કેટલીક વેળા યોગ્યતાથી પણ વધારે સજા મળ્યા છતાં અમદાવાદની ઉપર જે દંડ નાંખવામાં આવ્યો છે તે વધારે પડતો તો ગણાયજ. વળી મજૂરોની ઉપર સરખે હિસ્સે કર નાખવામાં આવ્યો એ બેવડી સજા કરવા જેવું થયું છે. અને કર ઉઘરાવવાની ઢબ ગેરવાજબી અને મજૂરોને હલકા કરનારી ગણું છું. નડીઆદ તેમજ બારેજડી ઉપર વધારાની પોલિસ નાંખવામાં આવી છે એ તદ્દન ગેરવાજબી માનું છું. નડીઆદના કલેકટરે પાટીદાર અને વાણીઆ વર્ગ ઉપર બોજો

નાંખવા વિષે જે દલીલો આપેલી છે તે વજૂદ વિનાની છે, એટલુંજ નહિ પણ તેમાં વેરભાવ જોઉં છું. મને તો ખાત્રી થઇ છે કે ટ્રેઇનના પાટા ઉખેડવા ગયા હતા તેઓને નડીઆદીઓએ જરા પણ મદદ નથી કરી. એટલું જ નહિ પણ તેઓએ સરકારને મદદ કરેલી છે અને તેઓએ આપેલી મદદ કલેકટરે સુંદર શબ્દોમાં કબૂલ પણ કરેલી છે. મારા અભિપ્રાય પ્રમાણે બારેજડીનો અને નડીઆદનો જે દંડ થયો છે તે રદ થવો જોઇએ અને બારેજડી નડીઆદ ઉપરથી વધારાની પોલીસ ખેંચી લેવી જોઇએ.



## જસ્ટીસ રેન્કીનના સવાલો.



જસ્ટિસ રેન્કીનઃ—હું તમને લાંબા સવાલ પૂછવા નથી ઇચ્છતો તેમજ સત્યાગ્રહીની ઉંડી ચર્ચામાં પણ ઉતારીશ નહિ. પણ જો તમને હરકત ન હોય તો તમારી મારફત હું કેટલીક ખબર જાણવા ઇચ્છું છું. તમે કહો છો કે તમે પોલિસના હુકમોને પૂરેપૂરૂં માન આપવાને લોકોને સૂચવેલું હતું.

ગાંધીજીઃ—આપ બરોબર કહો છો.

સઃ—મૅજીસ્ટ્રેટ જે કંઈ હુકમ કહાડે તેને પણ માન આપવાનું તમે કહેલું?

જ.—હાજી. આ બાબતની ચર્ચા અમારામાં કાયદાનો સવિનય ભંગ શરૂ થયો તેના પહેલાં જ થએલી હતી અને મેં એવો અભિપ્રાય સ્પષ્ટ રીતે આપ્યો હતો કે સરઘસો વગેરે કાઢવાના બધા કાયદાને પૂરેપૂરૂં માન આપવું જોઇએ.

સઃ—આ બાબત તમે ભાષણો કરેલાં કે નોટિસો કહાડેલી?

જ૦—નોટિસો કહાડેલી અને ભાષણો પણ કરેલાં એવું મને યાદ છે.

સ૦—તમારી પાસે એને લગતાં ભાષણો, નોટિસો વગેરે જે કાંઇ હોય તે મને તારીખવાર મોકલશો?

જ૦—અવશ્ય મોકલીશ. મારી પાસે કેટલું નીકળી શકશે એનો મને અત્યારે ખ્યાલ નથી.

સ૦—તમને સ્વામી શ્રદ્ધાનંદજીએ દિલ્હી જવાનો તાર કરેલો તે સત્યાગ્રહ ફેલાવવાને?

જ૦—ના જી. દિલ્હીમાં અશાંતિ વર્તતી હતી તેથી લોકોનાં મન શાંત કરવાને મને એ તારથી બોલાવવામાં આવ્યો હતો. સ્વામીજીની એવી માન્યતા હતી કે હું લોકોનાં મન શાંત કરી શકીશ.

સ૦—આ તારો પણ તમારી પાસે હોય તો મને મોકલશો?

જ૦—મને ધાસ્તી છે કે એ મારી પાસે નહિ હોય. જેના જવાબો હું આપી દઉં છું એવા ઘણા કાગળીઆ તે જ વેળાએ ફાડી નાંખવાની મારી આદત છે. ભવિષ્યમાં ઉપયોગી હોય એવા જ કાગળો હું સાચવું છું. છતાં હું તપાસ કરીશ.

સ૦—તમે પલવલથી પાછા ફર્યા અને ભાષણો કર્યાં તેમાં તમે જણાવ્યું છે કે તમારી ઇચ્છા ફરી પાછા તુરત દિલ્હી જવાની હતી. જો તમારો ઇરાદો દિલ્હીમાં શાંતિજ ફેલાવવાનો હતો તો તમે પાછા દિલ્હી જવાનો ઇરાદો કેમ રાખ્યો?

જ૦—કેમકે મને પલવલથી પાછો ફેરવવામાં આવ્યો ત્યારે સત્યાગ્રહી તરીકે મારી ફરજ તે હુકમનો અનાદર કરવાની થઇ પડી.

સ૦—પણ તમારા પાછા જવાથી અશાંતિ થાય નહિ? અને તમે સરકારને તમારા કાર્યથી તકલીફમાં ન નાખો?

જ૦—સરકાર ગેરવર્તણુક ચલાવે એ ગેરવર્તણુકને લીધે હું કાંઇ પણ યોગ્ય પગલું ભરૂં અને તેથી સરકાર ગુંચવાડામાં આવી પડે

તેને સારૂં હું જવાબદાર ન બનું. પણ હુકમનો અનાદર કરી મારા દિલ્હી જવાથી અશાંતિ થાય તો હું અનાદર કરતો જરૂર અટકું, કેમકે સત્યાગ્રહના બીજા સિદ્ધાંતને એવા અનાદરથી દોષ આવે.અને જ્યારે મને બધી જગ્યાએ થએલી ખૂનામરકીની ખબર પડી ત્યારે તુરત જ ઘણી દિલગીરી સાથે મેં દિલ્હી જવાનું મોકુફ રાખ્યું.

સ૦–ત્યારે ફરી દિલ્હી જવામાં તમારો હેતુ શો રહ્યો ?

જ૦–સત્યાગ્રહી અન્યાયી અથવા તો જૂલમી હુકમની સામે માત્ર પોતે દુઃખ ભોગવીનેજ થઈ શકે છે અને આ સમયે રૅાલેટ કાયદા વિષે સત્યાગ્રહ ચાલતો હતો તેથી જ મને દિલ્હી જતાં અટકાવવામાં આવ્યો ત્યારે પ્રથમ દૃષ્ટિએ તે હુકમનો મારે સાદર નિરાદર કરવો એ મારી ઉપર ફરજ આવી પડી. પણ જ્યારે પંજાબમાં થએલી બીનાઓની મને ખબર પડી ત્યારે મારી ઉપર એવો નિરાદર મોકૂફ રાખવાની વિશેષ ફરજ આવી પડી.

સ૦-તમે કાયદાનો સવિનય ભંગ એ વખત મુલ્તવી રાખ્યો ? બીજી વખતે કેમ મુલ્તવી રાખવો પડયો ?

જ૦ ના. વાઇસરોયે અને મુંબઈના ગવર્નર સાહેબે મને ઘણી ચેતવણીઓ આપી. તેઓએ પોતાના વિશેષ જ્ઞાનનો ઉપયોગ કરી મને સૂચવ્યું કે ખૂનામરકી થવાનો ભય દૂર થયો છે એવી મારી માન્યતા ઠીક ન હતી. મેં વિચાર્યું કે આવી ચેતવણીને માન આપવું એ મારો ધર્મ છે.

સ૦–લોકોમાં સત્યાગ્રહના પ્રચારથી કાયદાને વિષે ઓછું માન થઇ ગયું છે એમ તમે કબૂલ નહિ કરો ?

જ૦-સામાન્ય રીતે તો એ કબૂલ નહિ કરી શકું. લોકો હવે કાયદાને ઓછું માન આપે છે એમ હું માનતો નથી. પણ મારે એટલું તો કબૂલ કરવું જોઇશે કે કોઈ જગ્યાએ મારા પ્રચારનું તાત્કાલિક પરિણામ કાયદા પ્રત્યેનું માન ઓછું થવા રૂપે પણ આવ્યું છે.

સ૦—કયા કાયદા તોડવા એ વિષે કમિટી નીમવાનો હેતુ વધારે સ્પષ્ટ કરશો ?

જ૦—કમિટી નીમીને સત્યાગ્રહીઓની ઉપર અંકુશ મૂકયો. કયા કાયદાનો સવિનય ભંગ થઇ શકે એ દરેક માણુસ એકાએક નહિં વિચારી શકે; અને અવિનયી ભંગ થવાનો સમય આવે તેવું અટકાવનો એ કમિટીનો હેતુ હતો.

સ૦—કમિટીઓ જુદી જુદી જગાએ નીમાએલી હતી એ બધી સ્વતંત્ર હતી ?

જ૦—તે કાયદેસર સ્વતંત્ર હતી પણ હકીકતમાં બધીની ઉપર મારો અંકુશ રહ્યો હતો કેમકે તે અંકુશની પ્રત્યેક કમિટીએ માગણી કરી હતી. મને જ લગભગ દરેક કમિટીનો પ્રમુખ નીમીને તે તે કમિટીએ મારો અંકુશ સ્વીકારી લીધો હતો; અને સત્યાગ્રહ જેવી નવી વસ્તુના પ્રચાર સમયે આ વ્યવસ્થા મને યોગ્ય લાગી.

સ૦-'પેસિવ રિઝીસ્ટન્સ' 'અને સિવિલ ડિસઓબીડિઅન્સ' વચ્ચેનો તફાવત બતાવશો ?

જ૦—બન્ને નોખી વસ્તુઓ છે. 'પેસિવ રિઝીસ્ટન્સ'માં મંદતા રહેલી છે તેમાં કાયદાનો ઇરાદાપૂર્વક ભંગ સમાતો નથી.

જે કાયદો અપમાનયુકત હોય તે કાયદો પેસિવ રિઝીસ્ટર ઉપર આવી પડે ત્યારે તેનો તે અમલ ન કરે. 'સિવિલ ડિસઓબીડિઅન્સ' —સવિનય ભંગ—એ એક તીવ્ર પ્રવૃત્તિ છે અને રાજ્યપ્રકરણી ક્ષેત્રમાં અનેક પ્રકારનાં દુઃખોનું નિવારણ કરવાને સારૂ એ ભારે શસ્ત્ર છે પેસિવ રિઝીસ્ટન્સમાં ઘણી વેળા સામેના માણુસને ઇજા કરવાનો પણ જ્ઞાનપૂર્વક સમાવેશ મેં જોયો છે. સવિનય ભંગમાં કોઇને ઇરિદાપૂર્વક ઇજા કરવાનો કદિ સમાવેશ થતોજ નથી.

## સર ચીમનલાલના સવાલો.

સર ચીમનલાલ૦–હું સત્યાગ્રહ સમજ્યો છું તે પ્રમાણે તમારે સત્યનું આચરણ કરવાનું છે; અને તેમ કરતાં જે દુઃખ પડે તે વ્હોરી લેવું અને કોઇને દુઃખ ન દેવું.

ગાંધીજીઃ–હાજી.

સ૦–હવે ગમે તેવો પ્રમાણિક માણસ હોય તો પણ બીજા પ્રમાણિક માણસો અને પોતાની વચ્ચે સત્યને વિષે પણ મતભેદ તો હોય છે એમ આપણે જોઇએ છીએ. ત્યારે સત્યનો નિર્ણય કોણ કરી શકે?

જ૦–દરેકે પોતાને સારૂ કરવો રહ્યો.

સ૦–પણ જેટલાં માથાં તેટલા મત હોય છે; એટલે ગોલમાલ થવાનો સંભવ નથી રહેતો?

જ૦–મને એમ ભાસતું નથી.

સ૦ પણ એક જ સત્યને શોધતાં દરેક માણસ જુદા જુદા અભિપ્રાયો બાંધતોજ આવ્યો છે.

જ૦–તેથી જ અહિંસા એ સત્યાગ્રહનો આવશ્યક ભાગ છે. એ વિના હું કબૂલ કરૂં કે ગોલમાલ થાય એટલું જ નહિ, પણ તેથી એ વધારે દુઃખદ પરિણામો આવવા સંભવ રહે.

સ૦–ત્યારે સત્યનો આગ્રહ રાખનાર માણસ ચારિત્ર્યમાં અને બુદ્ધિમાં બહુ કુશળ હોવો જોઇએ એમ તો તમે કબૂલ કરશો?

જ૦ ના જી. સત્યાગ્રહને પૂરતા સત્યના અને અહિંસાના તત્ત્વની આશા હું બધામાં રાખું. ધારો કે अ એ કાંઇ સત્ય શોધી કહાડયું. ब એ અને क એ તેનો સ્વીકાર કર્યો. પછી ब માં અને क માં अ ના જેટલા જ ઉંચા ચારિત્ર્ય અને બુદ્ધિની જરૂર સત્યાચરણને સારૂ હું નથી સ્વીકારતો.

સ૦—ત્યારે આનો અર્થ એ થયો કે એક માણસ નિર્ણય કરે અને તેનાથી ઓછાં ચારિત્ર્ય અને બુદ્ધિવાળાએ આંધળા થઇને તેનું અનુકરણ કરવું.

જ૦—આંધળા થઇને અનુકરણ કરવાની વાત મારા આગલા જવાબમાંથી આપ નથી ઘટાવી શકતા. જે હું કહેવાને ઇચ્છું છું તે આ છે. માણસ પોતે સ્વતંત્ર રીતે જો શોધો કરી સત્ય ખોળવા જ ઇચ્છે તો જેણે અમુક વિષય બાબત શોધ કરી હોય તેનો એ સ્વીકાર કરે, અને પછી કોઇને નુકશાન પહોંચાડયા સિવાય સત્યમાર્ગે ચાલે. આમાં અમુક માણસની શોધ યોગ્ય છે કે અયોગ્ય, ખરી છે કે ખોટી તે જાણવા પૂરતો બુદ્ધિનો ઉપયોગ દરેકે કરવો રહ્યો છે. એટલે સત્યાગ્રહમાં અંધશ્રદ્ધાને કયાંયે અવકાશ નથી.

સ૦—ત્યારે તમારા ધોરણ પ્રમાણે ચારિત્ર્યકુશળ અને બુદ્ધિશાળી માણસ જે નિર્ણય કરે તે પ્રમાણે બીજાઓ આંધળાભીંત બની જઇ વર્તે, કેમકે તેઓ ઓછી બુદ્ધિને લીધે સ્વતંત્ર નિર્ણય નથી કરી શકતા.

જ૦—આપે મારો વિચાર બરોબર મુકયો ન ગણાય. મેં કહ્યું કે હું અંધ અનુકરણ માનતો જ નથી. સામાન્ય માણસમાં કામ કરવાની જેટલી શક્તિ છે તેથી વધારે શક્તિની જરૂરીઆત સત્યાગ્રહમાં માની નથી.

સ૦—હું માનું છું કે અમુક હીલચાલની ફતેહમંદીનો આધાર તેના અનુયાયીઓની સંખ્યા ઉપર રહે છે.

જ૦—સત્યાગ્રહને વિષે એવું કંઇ ખાસ છે એમ હું કબૂલ ન કરૂં. સત્યાગ્રહમાં એક જ શુદ્ધ સત્યાગ્રહી વિજય મેળવી શકે છે.

સ૦—તમે તમારી જુબાનીમાં કહી ગયા છો કે તમે સંપૂર્ણ સત્યાગ્રહી હજુ ન કહેવાઓ. ત્યારે બીજાઓ તો તમારાથી વધારે ઉતરતી કોટીના હોવા જોઇએ.

જ૦—એમ હોવાનું કંઇ ખાસ કારણ નથી. હું માનતો નથી કે મારામાં કંઈ ખાસ વિશેષતા રહેલી છે. મારા કરતાં સત્યનો વધારે શુદ્ધ નિર્ણય કરનારા હોઇ શકે. દક્ષિણ આફ્રિકામાં ૪૦ હજાર અણુપઢ હિંદી જોઇ શકયા અને સત્યાગ્રહ કરી શક્યા. અને જો હું આપને ત્યાંનાં કેટલાંક સ્મરણો આપી શકું તો દક્ષિણ આફ્રિકામાં વસતાં આપણા ભાઇઓએ પોતાના મન ઉપર કેટલો કાબુ મેળવ્યો હતો એ જાણી આપને આશ્ચર્ય થાય.

સ૦—ત્યાં તો તમે બધા એક જ મતના હતા.

જ૦—ત્યાંના કરતાં અહીં મેં વધારે એકમત અનુભવ્યો છે. ત્યાં કંઇ થોડા મતભેદ ન હતા.

સ૦—પણ ત્યાં તો તમારે એક ચોખ્ખો મુદ્દો હતો. અહીં તેવું નથી.

જ૦—અહીં પણ મુદ્દો સરળ અને એક જ છે; અને તે રોલેટ એકટને રદ કરાવવો.

સ૦—વારૂ, સત્યાગ્રહ કરતાં માણસ જેલમાં જાય. એની માન્યતા પ્રમાણે જેલમાં જવું એ અન્યાય છે. તેથી એ રીસે ભરાઇ તેનામાં રાજ્યકર્તા તરફ દ્વેષ નહિ આવે?

જ૦—મારો લાંબા કાળનો અનુભવ એથી વિરૂદ્ધ છે. દક્ષિણ આફ્રિકામાં હું જોઈ શક્યો છું કે આઠ વર્ષની ઘણી સખત લડાઇને અંતે ત્યાંના રાજ્યવર્ગ અને હિંદીની વચ્ચે દ્વેષભાવ ન વધ્યો એટલું જ નહિ પણ બન્ને પક્ષ એક બીજાને માન આપતા થયા.

સ૦—પણ દુઃખ જ ભોગવ્યા કરનારમાં ભારે સહનશક્તિની જરૂર નથી?

જ૦—એવી કંઇ ભારે સહનશક્તિ જોઇએ એમ હું માનતો નથી. જે સહનશક્તિ પ્રત્યેક માતામાં રહેલી છે તેના કરતાં વધારેની

ત્યાગ્રહીને જેલના કે તેના બીજા દુઃખમાં નથી રહેલી. હું
ૠંક સૂચવું છું કે આપણાં ભાઇઓએ એવી સહનશક્તિ બહુ
વી છે.

૧૦–અમદાવાદનો દાખલો લ્યો. તેઓએ બતાવી કે ?

૪૦–હું કહીશ કે જ્યારે અમદાવાદ ઇત્યાદિના લોકો ભાન ભૂલી
ારે હિંદુસ્તાનના બીજા બધા ભાગોમાં એ કઠિન સમયે
અપૂર્વ ખામોશી પકડી હતી. અમદાવાદમાં અને બીજી
ે જે બન્યું એ સૂચવે છે કે લોકોએ પોતાની ઉપર હજુ
કાબૂ મેળવ્યો નથી. ખેડામાં લોકોને રોષ ચઢાવાના કંઈ
ારણ ન હતાં. તેમ છતાં તેઓએ ગયે વર્ષે સરસ કાબૂ
ા હતો.

૫૦–ત્યારે જે ખુનામરકી થઇ તેને તમે અકસ્માત ગણો ?

૪૦–અકસ્માત તો નહિ ગણું, પણ એ અપવાદ રૂપે હતી.
ેમ જેમ સત્યાગ્રહની ઓળખ થતી જશે તેમ તેમ લોકો
કાબૂ મેળવતા જશે. હું માનું છું કે લોકો સત્યાગ્રહના રહસ્ય
સુધી સમજી શકયા છે કે જરૂર જણાયે હું ફરી કાયદાનો
ા ભંગ શરૂ કરવાની હિમ્મત કરૂં ખરો. સત્યાગ્રહ રૂપી
ંથી નીકળવાને લીધે દેશ વધારે પવિત્ર અને વધારે ઉજ્વળ
છે એવી મારી ખાત્રી છે.

સં૦–સામાન્ય રીતે તમારા મત પ્રમાણે સરકારની સાથે સહકાર
મના પ્રત્યે અદ્વેષ હોવાં જોઇએ. દુઃખ સહન કરતાં કરતાં
ાની શકે ?

૪૦–મારો ત્રીસ વર્ષનો અનુભવ મને સિદ્ધ કરી આપે છે કે
ૠંક ધર્મ સમજીને જે માણસ દુઃખ સહન કરે છે એ માણસ
પાડનાર પ્રત્યે દ્વેષ કરતો નથી. દક્ષિણ આફ્રિકામાં આ સિદ્ધાંત
ળખી શક્યો. જે જનરલ સ્મટસે હજારો હિંદને કેદમાં

ઘાલ્યા હતા તે જ જનરલ સ્મટસની નીચે તેમાંના જ હિંદી પૂર્વ આફ્રિકામાં મહા યુદ્ધને સમયે લડ્યા, અને જ્યારે જનરલ સ્મટસ વિલાયતથી પાછા ફર્યા ત્યારે તેઓએ તેમને સ્વેચ્છાએ માનપત્ર આપ્યું.

સ૦–સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધા વિના લોકો એ હીલચાલમાં ભાગ લઈ શકે ?

જ૦–પ્રતિજ્ઞા નહિ લેનારને હું કાયદાનો સવિનય ભંગ કરવામાં સામેલ ન થવા દઉં પણ તેમની બીજી બધી મદદ અવશ્ય માગું અને લઉં. રોલેટ એક્ટની લડતમાં જેઓએ પ્રતિજ્ઞા નહોતી લીધી તેઓ સવિનય ભંગમાં ભળ્યા ન હતા. તેથી બાજાઓને સારૂ બીજી પ્રતિજ્ઞા તૈયાર કરવામાં આવી હતી. તે વડે તેઓ સત્ય અને અહિંસા જાળવવા બંધાયા હતા. લડતમાં એક અંશને એક વેળાએ બીજા અંશને બીજી વેળાએ આગળ લાવવાનો અધિકાર છે એ ધોરણ પ્રમાણે મેં તે વેળાએ સવિનય ભંગના અંશને ગૌણ કર્યો અને સત્ય તથા અહિંસાના તત્ત્વને પ્રધાનતા આપી.

સ૦–મિસિસ બેસંટે સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધી હતી કે ?

જ૦–એને વિષે મતભેદ છે. મુંબઇમાં હું સમજેલો તે પ્રમાણે તેમણે કમિટીવાળા શબ્દો બાદ કરીને પ્રતિજ્ઞા લીધી હતી. મિસિસ બેસંટે પોતે એમ જણાવ્યું કે તેમણે પ્રતિજ્ઞા લીધા ન જ હતી.

સ૦—મિસિસ બેસંટે એમ નહોતું બતાવ્યું કે રોલેટ એક્ટનો સવિનય ભંગ કરવા સારૂ માણસ ' એનાર્કિસ્ટ ' હોવો જોઇએ ?

જ૦–તેમણે એમ કહ્યું છે ખરૂં પણ હું એવું માનતો નથી. પણ રોલેટ એક્ટનો સવિનય ભંગ કરવાનો સમય કોઈ પ્રસંગે આવી શકે.

સ૦—સત્યાગ્રહમાં સરકારને પજવવાનો ખ્યાલ નથી રહ્યો ?

જ૦—કદિ નહિ. સત્યાગ્રહી અરક્ષ્રને મજાવીને દાદ લેવા ઇચ્છી શકે જ નહિ. સત્યાગ્રહી હમેશાં સામા પક્ષની બુદ્ધિને પોતાના સત્યના બળ વડે જાગ્રત કરે છે, અને દુઃખ સહન કરીને તેના હૃદય ઉપર અસર પાડે છે.

સ૦—પણ તમારી રીત પ્રમાણે કરતાં રાજ્ય ચલાવવું અશકય ન થઈ પડે ?

જસ—જો કેવળ નિર્દોષ માણસો સત્યાગ્રહ ચલાવે તો વ્યવસ્થા તુટી પડવાનો સંભવ ઘણો ઓછો છે. પણ જો કોઈ રાજ્યકર્તા ન્યાયનો કેવળ તિરસ્કાર કરવા બેસી જાય તો એવી અન્યાયી વ્યવસ્થા અશકય બનાવવાનો પ્રયત્ન કરતાં હું જરૂર હઠું નહિ.

સ૦—તમારા સંદેશામાં તમે લોકોને ખૂનામરકી નહિ કરવાની સલાહ આપી છે. છતાં તેઓએ ખૂન કર્યાં, મકાનો બાળ્યાં. તમને એમ નથી લાગતું કે સામાન્ય માણસ તમારૂં અહિંસાનું તત્ત્વ જાળવી ન શકે ?

જ૦—હું કબૂલ કરીશ કે ઘણાં વર્ષો સુધી ખૂનખરાબી ઉપર વિશ્વાસ રાખેલો હોવાથી માણસો તેમ નહિ કરવાના ફાયદા એકાએક ન સમજી શકે, અથવા સમજતાં છતાં પોતાના આવેશને ન રોકી શકે.

સ૦—હવે હું થોડા સવાલો તમે 'યોજના' વિષે જે કહ્યું છે તે બાબત પૂછીશ. 'યોજના' કયારે થઈ?

જ૦—મારી ખબર પ્રમાણે અને મારા સ્મરણ પ્રમાણે તા. ૧૦ મીની રાત્રે અને ૧૧ મીને દિવસે.

સ૦—કેવી રીતે યોજના થઈ?

જ૦—કેટલાક યુવકોએ પોતાને મળતાં ટોળાંઓને મકાનો બાળવાનું સમજાવ્યું, અને શીખવ્યું. મારી સમજ પ્રમાણે જાનને

નુકશાન કરવાની સૂચના થએલી જણાતી નથી. ઘણા માણસોએ ર
યોજનામાં ભાગ લીધો એમ કહેવાની મારી મતલબ નથી.

સ૦—આ બાબત તમે બધી હકીકત આપી શકો છો ?

જ૦—હું મને ખબર આપનારાના નામ નિશાન નહિ આ
શકું. પણ જે પ્રમાણે યોજના ઘડાઇ તે હું કહી રહ્યો છું.

સ૦—તમારી પાસે જે પૂરાવો આવ્યો એ ભરોંસાલાયક હ
એમ તમે કેમ કહી શકો છો ?

જ૦—મારી પાસે જેઓએ ખૂનામરકી જોઈ, જેઓને મકા
બાળવાનું સમજાવવામાં આવ્યું અને જેઓએ એ સાંભળ્યું તે ગ
વર્ગે વાત કહી.

સ૦—પણ તમને એ લોકોએ ખોટી ખબર આપી નથી
તમે કેમ કળી શકો ?

જ૦—હું માનું છું કે મારામાં ખોટું ખરૂં પારખવાની ઠ
ઠીક શક્તિ છે. મારી પાસે કોઈ ગામડાનાં માણસો આવે, તેએ
હું ઠપકો આપું ત્યારે તેઓ ઇન્કાર કરવાને બદલે પોતે કરેલાં
કબૂલ કરે, વર્ણવી બતાવે ત્યારે તેમના કહેવા ઉપર મને વિશ્
આવે. ખેડામાં ટ્રેઇનનાં પાટા ઉખેડવામાં આવ્યા હતા, એ
ગણ્યાગાંઠયા માણસોએ કર્યું હતું. તેઓ દારૂ પીનારા હતા. નડી
દીનો તેમાં હાથ નહોતો. જો તેઓને ખબર હોત તો તેઓ એ
અટકાવત એમ હું માનું છું. આ વિષે ખબર આપનારાઓ
મારૂં એટલું માન છે કે તેઓની હકીકત ઉપર હું જરૂર વિશ્વાસ ર

સ૦-જે માણસોએ ગુન્હા કર્યા તેવા માણસોને સજા થઈ છે

જ૦—હું નિશ્ચયપૂર્વક નથી કહી શકતો. સજા કોને થઈ
તરફ મેં ધ્યાન નથી આપ્યું.

સ૦—તમારા એક કાગળમાં તમે કાયદાનો સવિનય
બંધ કરવાનાં કારણો આપ્યાં છે અને ફરી શરૂ કરવાની ર

જણાવી છે. તમે એમ કહ્યું છે કે લોકો જ્યાં સુધી ખૂનામરકી કરે એવો ભય રહે ત્યાં સુધી તમે કાયદાનો ભંગ શરૂ ન કરો, અને તમે એમ પણ બતાવ્યું છે કે જુલાઇ માસ સુધીમાં લોકો તમે કાયદાનો ભંગ કરી શકો એટલા તૈયાર થયા હશે. એપ્રિલ મહિનાના અનુભવ પછી તમે એવું કેમ ધારી શક્યા?

જ૦—લોકોનો અનુભવ લીધા પછી, લોકોનો પશ્ચાતાપ સાંભળ્યા પછી મને વિશ્વાસ આવ્યો કે લોકો સમજી ગયા હોવા જોઇએ.

સ૦—ત્યારે તમને એટલી ટુંકી મુદતમાં ખાત્રી થઈ ગઈ કે લોકો સત્યાગ્રહનું ઉંડું રહસ્ય સમજી ગયા?

જ૦—એવું તો મેં કંઈ નથી ધાર્યું. લોકો સત્યાગ્રહનું ઉંડું રહસ્ય ન સમજ્યા હોય એ હું સ્વીકારી શકું છું. પણ લોકો એટલું સમજી ગયા કે જો તેઓ કાયદાનો સવિનય ભંગ કરવામાં ભાગ ન લે તોયે તેવા સત્યાગ્રહીને અહિંસાનું તત્વ પાળીને ખૂનામરકીથી દૂર રહીને મદદ કરે. એટલું લડત ફરી શરૂ કરવાને સારૂ બસ થાય.

સ૦—અને જો લોકો એટલું પણ ન સમજ્યા હોય તો તમે સરકારે કરેલી મિલિટરી ગોઠવણ ઉપર સુલેહ જળવાવવાનો આધાર રાખ્યો?

જ૦—હાજી.

સ૦—એટલે એમ થયું કે તમે કાયદાનો ભંગ કરવાની મજે લઈ શકો એટલા સારૂ તમે હિંદુસ્તાનમાં બધે લશ્કર ગોઠવાઇ જાય એમ ઇચ્છયું.

જ૦—મારા કાગળનો એવો અર્થ નથી. હું એ પ્રમાણે ઇચ્છવાનો ગુન્હો ન કરૂં. અને જે અર્થ મેં કર્યો છે એ અર્થ સ્વીકારવા હું આપને સૂચવું છું.

સ૦—તમે એ પ્રમાણે ન ઇચ્છો તો તમે મિલિટરી ગોઠવણનું લખ્યું છે તેનો શો અર્થ?

જ૦—એનો અર્થ સીધો છે. જો સરકાર મેં ઇચ્છિયા વિ
કે સૂચવ્યા વિના અનાયાસે પોતાની મેળે એવી લશ્કરની ગોઠવ
કરે છે કે જેથી ખૂનામરકી થવાનો સંભવ જ ન રહે, તો મારા જે
સત્યાગ્રહીને કાયદાનો સવિનય ભંગ કરવાને કંઈ બાધ ન હોય. ·
કાયદાનો સવિનય ભંગ કરવાની ખાતર સત્યાગ્રહીથી લશ્કરી ગોઠવ
માગી કે ઇચ્છી ન શકાય. તેથી જ આપની કલ્પના યથાર્થ ન
એમ હું કહું છું. વળી, વાઇસરોયે અને ગવર્નર સાહેબે જ્યારે
કહ્યું કે જો હું હિંદુસ્તાન, એક લશ્કરી છાવણી થઇ જાય એવું
ઇચ્છિતો હોઉં તો મારે સત્યાગ્રહ મોકુફ રાખવો જોઇએ, ત્યારે
મારી એવી ઇચ્છા કોઇ કાળે ન હોય એવું કાયદાનો સવિનય ભ
મોકુફ રાખીને સિદ્ધ કરી આપ્યું.

સ૦—મજૂરોની બાબતમાં તમે શું કહેવા ઇચ્છો છો?

જ૦—હું માનું છું કે મજૂરોની ઉપર બહુ મોટો બોજો નાં
વામાં આવ્યો છે, અને તેઓની પાસેથી એ દંડ ઉઘરાવવાનો સ
પણ ઘણો ખરાબ ચુંટવામાં આવ્યો હતો. પણ મિ. ચેટફીલ્ડે હમે
પોતાની કારકીર્દીમાં એટલી બધી ખાનદાની બતાવી છે અને એ
માસમાં તેમણે એટલી બધી સબુરી બતાવી છે કે તેમના કોઇ
કાર્યને વિષે ફરિયાદ કરતાં મને અતિશય સંકોચ થાય છે.

## પં. જગતનારાયણના સવાલો.

પં. જગતનારાયણઃ—તમે 'એનાર્કી' બંધ થાય એવા ઉપ
લેવાની સામે તો નથી ના?

ગાંધીજીઃ—નાજી.

સ૦—ત્યારે તમે રૉલેટ એક્ટની સામે શાથી થયા?

જ૦—રોલેટ એક્ટની સામે મારી મોટામાં મોટી દલીલ એ
કે એ કાયદો આખી પ્રજાની ઉપર એક આરોપ રૂપે થયો છે.

સ૦—એ કાયદામાં રૈયતના બચાવોની કેટલીક કલમો છે એને વિષે તમે શું કહેશો ?

જ૦—મને તો એ કલમો ભયંકર જાળની સમાન લાગે છે. એ કલમોમાંથી અમલદાર અને પ્રજા એ માની બેસે કે પ્રજાનો બચાવ કંઇ અંશે પણ થાય છે, અને તેથી અમલદાર વર્ગ વધારે બેજવાબ-દાર થાય અને પ્રજા ગફલતમાં રહે. ઘણો વિચાર કરતાં એ કાયદા-નો બચાવ હું કોઇ પણ રીતે ન જોઇ શક્યો ત્યારે જ સામે થયો. વળી 'એનાર્કી'ને સજા કરવા સારૂ સામાન્ય કાયદાઓ પૂરતા છે એવી મારી માન્યતા છે.

સ૦- સત્યાગ્રહની લડતમાં સરકારને પજવણી થવાનો સવાલ ઉઠાવવામાં આવ્યો છે. સરકારને પજવતાં તમે ડરો કે?

જ૦—સત્યાગ્રહીથી સરકારને કે કોઇને પજવવાની ખાતર કશી હીલચાલ ચલાવાય જ નહિ. પણ સત્યાગ્રહીના કોઇ પણ કાર્યથી સરકાર કે બીજા કોઇને ન ઇચ્છતાં છતાં પણ પજવણી થાય તેથી કંઈ સત્યાગ્રહી ડરે નહિ. સત્યાગ્રહની લડત અને બીજી લડતમાં આટલો ભેદ છે કે સામાન્ય લડત ઘણી વેળા પજવણીને ખાતર શરૂ કરવામાં આવે છે.

સ૦—તમે એટલું કબૂલ કરશો કે બધી લડતમાં જીતનો આ-ધાર સંખ્યા ઉપર હોય છે ?

જ૦—બીજી લડતોને વિષે એ વાત ખરી છે પણ સત્યાગ્રહમાં જો કે સંખ્યા હોય તો ભલે સારૂં, તો પણ સત્યાગ્રહ સંખ્યાના ઉપર મુદ્દલ આધાર નથી રાખતો.

સ૦—પણ તમે જેમ બને તેમ વધારે માણસો સત્યાગ્રહમાં જોડવાનો પ્રયત્ન તો કરો ?

જ૦—એ પણ સર્વાંશે બરોબર નથી. કેમકે સત્યાગ્રહનો આધાર તો કેવળ સત્ય ઉપર અને સત્યાગ્રહીની તપશ્ચર્યા ઉપર રહેલો છે.

સ૦—એક પણ માણસનો અવાજ રાજ્યપ્રકરણી મામલામાં શું કામ કરે?

જ૦—એ ઘણું કરે એ મારો બતાવવાનો પ્રયત્ન છે.

સ૦—તમે માનો છો કે અંગ્રેજી અમલદારો એક માણસનું કંઇ સાંભળે?

જ૦—એવું બનેલું મેં જોયું છે. લૉર્ડ એન્ટિક, કેશવચંદ્રસેનને સારૂ મિ. એન્ટિક બન્યા.

સ૦—પણ એ તો તમે એક ભારે માણસનો દાખલો આપ્યો.

જ૦—સામાન્ય માણસ પણ નીતિ કેળવી શકે છે. જો કે અક્ષરજ્ઞાનની જરૂર હું માનું છું અને આપણી પ્રજામાં ઘણા નિરક્ષર છે, તો પણ સત્યાગ્રહનો મંત્ર કેવળ નિરક્ષર માણસોને પણ આપવામાં જરાયે અડચણ ન આવે એવો મારો બહોળો અનુભવ છે.

સ૦—તમે સત્યાગ્રહ શરૂ કર્યો તેનો હેતુ તો એ હશે કે પરદેશી બિનજવાબદાર અમલદારોની સામે સત્યાગ્રહ સિવાય બીજું હથીઆર તમારી પાસે ન હોઇ શકે?

જ૦—છેક એમ મારાથી નહિ કહી શકાય. હું તો જરૂર જણાયે પ્રજાને જવાબદારી સત્તા મળ્યા પછી પણ સત્યાગ્રહની આવશ્યકતા કલ્પી શકું છું. વળી લોકોના ખવાસોની અજ્ઞાનતાનો જે બચાવ અંગ્રેજો કરી શકે તે આપણા કારભારીઓ ન કરી શકે.

સ૦—પણ જ્યારે આપણને પૂરી સત્તા મળશે ત્યારે આપણે આપણા કારભારીઓને બરતરફ કરી શકીએ.

જ૦—એવો ભરોસો પણ હું સદાયને સારૂ ન રાખી શકું. ઇંગ્લાંડમાં ઘણા કારભારીઓ પ્રજાનું માન અને પ્રજાનો વિશ્વાસ ખોવા છતાં પણ અધિકારને વળગી રહી શક્યા છે. એવું આપણે ત્યાં પણ નહિ બને એમ માનવાને મને કંઇ કારણ નથી. એટલે આપણને સંપૂર્ણ સત્તા મળે ત્યારે પણ આપણે સત્યાગ્રહ કરવો પડે એ હું કલ્પી શકું છું.

સ૦—સત્યાગ્રહને અંગે જરાયે અશાંતિ ન થાય એવું તમે માનો ખરા?

જ૦—એવું માનું નહિ એટલું જ નહિ, પણ હું એવું થાય તો નિરાશ થાઉં. જો અનસૂયા બ્હેન અને હું પકડાયાં હોઇએ, અને મજૂરોમાં કંઇ પણ અશાંતિ ન થાય તો અમે જરૂર નિરાશ થઇએ. પણ સત્યાગ્રહીની અશાંતિ ખૂનામરકીનું સ્વરૂપ કદિ ન પકડે. સત્યાગ્રહી બીજાને દુઃખે દુઃખી થાય અને એક જેલ જાય તો બીજા જેલમાં પહોંચવાની યોગ્ય તજવીજ કરે. આવી અશાંતિ સત્યાગ્રહને અંગે હું ઇચ્છું.

સ૦—તમે અગીઆરમી એપ્રીલે મુંબઇ પાછા ફર્યા ત્યારે પાયધુની ગયા. તે વિષે એમ કહેવાયું છે કે તમારૂં લોક ન માન્યું.

જ૦—એ બરોબર નથી. જેઓએ મારૂં સાંભળ્યું તેઓએ મારૂં કહેવું બરાબર માન્યું.

સ૦—મારી પાસે એક રીપોર્ટ છે તેમાં એમ લખ્યું છે કે તમારી ગતિ ચંચળ છે છતાં તમે માંદગીનો ડોળ કરો છો.

જ૦—હું તો એટલું જ કહી શકું કે એ કેવળ જુઠાણું છે.

સ૦—તમે તે દહાડે એવા ડરી ગયા કે ભાગીને એક ઘરમાં છુપાઇ ગયા.

જ૦—એ પણ તદ્દન જુઠું છે, કેમકે હું છેવટ સુધી ટોળામાં હતો ને જયારે ઘોડેસવારોનો હુમલો થયો ત્યારે તે મેં પોતે જોએલો ને છેવટે તે જ બાબત વાત કરવા હું મી. ગ્રીફીથ્સની પાસે ગયો હતો.

## સાહેબઝાદા સુલતાન અહમદખાનના સવાલ.

સ૦—તમે રોલેટ એકટની વિરૂદ્ધ છો પણ તમને એમ નથી લાગતુ કે સરકારે ખુનામરકી બંધ કરવા સારૂ ઇલાજો લેવા જ જોઇએ?

જ૦—જરૂર ઇલાજો લેવા જોઇએ. પણ તે રોલેટ એકટ જેવા કાયદાથી ન હોય!

સ૦—તમે તેની વતી બીજો ઉપાય બતાવી શકો છો?

જ૦—ઉપાય બતાવવાનું મારૂં કામ નથી. ઉપાય લેવાય તે યોગ્ય છે કે અયોગ્ય એ હું કહી શકું.

સ૦—પણ તમે અમુક ઉપાય ખરાબ છે એમ કહો તો તમારે તેને બદલે બીજો બતાવવો જોઇએ.

જ૦-એ કંઇ ટીકાકારના ક્ષેત્રમાં આવતું નથી છતાં હું એટલું કહીશ કે વાઇસરોયની પાસે ખુનામરકીના ગુન્હા મટાડવાને સારૂ પુરતી સત્તા છે. વળી હું જે ઉપાયો બતાવું તે ખુનામરકી કરનારને સજા કરવાના નહિ પણ તેઓને સુધારવાના.

સ૦-જેવા કે?

જ૦-મારા વિચાર પ્રમાણે તો આપણી કેળવણીની પદ્ધતિ એવી ખરાબ ને સડેલી છે કે તેને પરિણામે આપણાં ભેજાં ખવાઈ ગયાં છે અને આપણે પશ્ચિમના અધકચરા જ્ઞાનથી કેટલીક વેળા આડે રસ્તે દોરવાઈ જઇએ છીએ

સ૦—ત્યારે તમે શું કરો?

જ૦—હું આપણી કેળવણીમાં તાકીદે સુધારા કરૂં. આપણી જ ભાષા મારફતે બધું જ્ઞાન આપું કે જેથી અપાએલું સહેલાઇથી સમજાય. હું આપણી શાળાઓમાં ઉંચા પ્રકારનું ધર્મ નીતિનું જ્ઞાન આપું અને તે આપવાને સારૂ ચારિત્ર્યવાન શિક્ષકો શોધું અને તૈયાર કરૂં.

## મી. કેમ્પના સવાલો.

સ૦—તમે કહો છો કે અમદાવાદમાં માર્શલ લોની જરૂર ન હતી.

જ૦—મારો એવો અભિપ્રાય છે.

સ૦—પણ જો મિલિટરી અમલદાર કહે કે જરૂર હતી તો તમે શું કહો ?

જ૦—તો હું કહું કે જે હકીકત મારી પાસે છે તેટલી માર્શલ લોને સારૂ ખરી નથી.

સ૦—તમે કહો છો કે કેટલાક નિર્દોષ માણસો માર્યા ગયા.

જ૦—એ મારો ખાસ અભિપ્રાય છે.

સ૦—તમે એમ કહેશો કે તમારી પાસે એ બાબતનો ચોક્કસ પુરાવો છે ?

જ૦—મારી ખાત્રીને સારૂ પુરતો છે.

સ૦—એ બાબત તમે મી. ચેટફીલ્ડને લખ્યું હતું ?

જ૦—હા જી,

સ૦—તેમણે ફરીઆદ કરનારને તેમની પાસે મોકલવા કહેલું ?

જ૦—હા જી.

સ૦—પછી તમે કંઇ પગલાં ભર્યાં ?

જ૦—મેં ન ભર્યાં કેમકે માર્શલ લૉ તો મેં લખ્યું તેજ દહાડે રાત્રે ખેંચી લેવામાં આવ્યો. મી. ચેટફીલ્ડને હું બહુ ખાનદાન અમલદાર ગણું છું. એના જેટલી પ્રમાણિકતા ને નિર્મળતા મેં થોડા જ અમદારોમાં જોઈ છે, તેમને તકલીફ નકામી આપવી અથવા તેમના અમલની ટીકા સરખી પણ કરવી પડે એ મને દુઃખ થાય. તેમની ભૂલોમાં પણ હું તો ખાનદાની જોઇ શકું છું. વળી હું તમને જ કહેવા ઇચ્છુ છું કે આ બાબતને તમે વધારે ન ચુંથો. મેં કબુલ કર્યું છે કે મુંબઇની સરકારે એપ્રીલ માસમાં એટલું બધું ડહાપણું બતાવ્યું કે તેમની સામે ફરીઆદ કરવા જેવું નથી પણ જ્યારે મારે બધી બીનાનું પૃથક્કરણ કરવું રહ્યું હોય ત્યારે જે દોષ મેં જોયો હોય તે પણ મારાથી જળવાય તેટલી સભ્યતાથી હું બતાવી આપું એ મારો ધર્મ છે, ને મેં તેમ કર્યું છે. પણ હું નિર્દોષ

માર્યા ગયા તેની ઉપર બહુ વજન મૂકી તેની બાબતે ફરીયાદ કરવા માગતો નથી.

મી. કેમ્પ બોલ્યા–હું કબૂલ કરૂં છું કે તમે તમારી જુબાની કેવળ ન્યાયપુરઃસર આપી છે. હવે હું કંઇ નહિ પુછું.

## રા. જીવણલાલ બારીસ્ટરના સવાલ.

સ૦—તમે અમદાવાદમાં આવ્યા ત્યારથી જ વસ્યા છો ?

જ૦—હા જી.

સ૦—તમે અમદાવાદના જાહેર જીવનમાં ભાગ લીધો છે ?

જ૦—હા જી.

સ૦—તમે અનસૂયા બાઇને તેમના મજુરના કાર્યમાં મદદ કરી હતી ત્યારે મજુરોમાં પૂર્ણ શાંતિ જળવાઈ હતી ?

જ૦—હા જી.

સ૦—જ્યારે એપ્રીલ માસમાં ૧૩ મી તારીખે તમે અમદાવાદ આવ્યા ત્યારે તમે તેજ દહાડે જાહેર સભા ભરવા ધારેલું ?

જ૦— હા જી

સ૦–પણ તે દિવસે માર્શલલોને લીધે ઘણા માણસો હાજર ન રહી શકે એમ તમે જોયું તેથી તારીખ ચૌદમીએ સભા ભરી ?

જ૦—હા જી. તે દિવસે બધાને નોટીસ વેળાસર ન પહોંચી શકે એમ લાગ્યું.

સ૦—ચૌદમીની સભામાં ઘણા માણસો હાજર થએલા ?

જ૦—હા જી.

સ૦—તેમાં તદ્દન શાંતિ રહેલી ?

જ૦—હા જી, એટલું જ નહિ પણ તેમાં રેવરંડ ગીલેસ્પી હાજર રહેલા તેમની તરફ હજારો આવેલા માણસો વિવેકપૂર્વક વર્ત્યા હતા.

સ૦—મી. ગાઇડર કહે છે કે તમે તમારા અનુયાયીઓ વધારવાને ખાતર ખુનામરકી વખોડી અને તેટલા જ કારણસર તમે

ગુન્હેગારોનાં નામ આપવાની ના પાડી.

જ૦—એનો જવાબ એટલો જ આપું કે મી. ગાઇડિરે મારા પ્રત્યે હિંસાદોષ કર્યો છે.

## સાહેબજાદા સુલતાન અહમદના વધુ સવાલો.

સ૦—મી. ગાંધી, હું તમને થોડાક સવાલો પૂછીશ. રોલેટ કાયદો થયો ત્યારે અગાઉની સ્થિતિ જરા યાદ કરો. લડાઈ પહેલાં હિંદુસ્તાનમાં ચોમેર સંખ્યાબંધ ખૂનામરકીના ગુન્હાઓ થતા હતા નહિ?

જ૦—આખા હિંદુસ્તાનમાં સંખ્યાબંધ તેવા ગુન્હાઓ થતા હતા એ અભિપ્રાયને હું મળતો નથી આવતો.

સ૦—ઓછામાં ઓછા બંગાલમાં તો સરકારથી ન ડરનારા લોકોને હાથે ધાડો પડતી હતી, ખૂનો થતાં હતાં, દિલ્લીમાં વાઇસરોયપર બૉમ્બ ફેંકવામાં આવ્યો હતો.

જ૦—જી.

સ૦—બંગાળામાં આવા કૃત્યોના સંખ્યાબંધ મુકદ્દમાઓ ચાલ્યા?

જ૦—જી.

સ૦—અને આ બનાવોને લીધે જ કાયદા તથા વ્યવસ્થા જાળવવાની ખાતર સરકારે જસ્ટીસ રોલેટના પ્રમુખપણા હેઠળ ત્રણ આગેવાન જડજોનું કમીશન નીમ્યું.

જ૦—જી.

સ૦—તેમણે આ આખા સવાલની બારીક તપાસ કરી અને સરકારને રીપોર્ટ કર્યો, તેમાં મારા ધારવા પ્રમાણે તેમણે ચોક્કસ પ્રકારના કાયદા ઘડવા વિષે ભલામણ કરી. તમે એવું કહી ગયા કે એ રીપોર્ટમાં દર્શાવેલા નિર્ણયો જોડે તમે મળતા નથી આવતા, ખરૂં?

જ૦—જી હા. હું નથી મળતો આવતો.

સ૦—એ ભલામણો જોડે મળતા ન થવાનાં તમારાં કારણો તમે દર્શાવશો?

જ૦—કારણ રોલેટ કમિટીના રીપોર્ટમાં રજુ કરવામાં આવેલી હકીકતો એવા કશા કાયદા ઘડવાની જરૂર પૂરવાર કરનારી મને જરા પણ નથી લાગી. ઉલટું એજ હકીકતોના આધાર પર હું તો એથી તદ્દન જૂદા પ્રકારની ભલામણો કરૂં. આવા પ્રકારનો મારો એ રીપોર્ટ વાંચ્યા પછી મત બંધાયો હતો.

સ૦—પણ સરકારને જે પ્રકારની માહિતી મળી હતી તે મુજબ તો દેશમાં હકીકતમાં જ ગંભીર ગુન્હાઓ હતા એ વાત તો તમે ના નથી કહેતા—

જ૦—બીજા દેશોમાં બને છે તેથી વધારે ગંભીર ગુન્હાઓ નહિ જ. અને ખરૂં જોતાં આખા હિંદુસ્તાનમાં તો ગંભીર ગુન્હા ફેલાયા જ નથી. માત્ર બંગાલમાં જ ખૂનામરકી રહી છે. બાકી તો ક્યાંક ક્વચિત છમકલું થયું હશે અને બંગાલ એટલે કંઈ આખું હિંદુસ્તાન નહિ જ.

સ૦—ખૂનામરકી અને ગુન્હાઓ બંગાલમાં ખૂબ ચાલેલા, ખરાં કે નહિ?

જ૦—એનું મહત્વ ઘટાડવા હું નથી ઇચ્છતો. સરકારને મજબુત ઇલાજો લેવા પડે એટલા ગંભીર ગુન્હાઓ બંગાલમાં બનતા હતા એ પણ હું સ્વીકારી લઈશ, છતાં હું એ પણ કહી દેવા ઇચ્છું છું કે રોલેટ કમિટીએ જે હકીકતોના આધાર ઉપર પોતાનો રીપોર્ટ ઘડયો તે હકીકતો એવા નિર્ણય ઉપર આવવું પડે એવી નહોતી જ. આમાં કદાચ હું સાવ ભૂલ ખાતો હોઇશ પણ રોલેટ કમિટીના રીપોર્ટમાં એક મ્હોટામાં મ્હોટો દોષ એ રહેલો છે કે એમાંની લગભગ બધી જ હકીકતો છુપી રીતે લેવાએલી અને સરકારી અંમલદારો મારફત એકઠી થએલી છે.

સ૦—દલીલની ખાતર માની લઇએ કે એ હકીકતો રોલેટ કમિટીએ કર્યો તેવો રીપોર્ટ કરવાને બસ નહોતી છતાં એ રીપોર્ટથી સ્વતંત્ર પણ મજબુત ઉપાયો લેવાની જરૂરીઆત બંગાલ પૂરતી તો હતી જ એ તમે કબૂલ કરો છો?

જ૦—હું એ કબૂલ કરૂં છું.

સ૦—તો પછી એ સ્થિતિને પહોંચી વળવાને સરકારે તમારા અભિપ્રાય પ્રમાણે શા ઉપાયો યોજવા ઘટતા હતા?

જ૦—પણ સરકાર તો હું સાફ નાપસંદ કરૂં છું એવા ઉપાયો યોજીચૂકી છે. મારા કહેવાની મતલબ એટલીજ છે કે એવા પ્રકારના ગુન્હાઓ નાબૂદ કરવાને મજબૂત ઉપાયો લેવાનો સરકારને હક હોઇ શકે અગર તેમ કરવું એ કોઈ પ્રસંગે તેમની ફરજ પણ હોઇ શકે. સરકારે કેવા ઉપાયો યોજવા જોઇએ એનો જવાબ તો હું એટલોજ આપી શકું કે રોલેટ એક્ટ તો નહિ જ. અલબત્ત સરકારે શું ઉપાયો યોજવા એ સૂચવવાનું કામ મારૂં નથી, પણ એ કામ મારૂં હોય તોયે હું તો જે કાંઇ સૂચવું તે ગુન્હેગારોને સુધારવાના સ્વરૂપના ઇલાજો હોય, દબાવવાના સ્વરૂપના નહિ, જ્યારે સરકારી ઉપાયો તો એકેએક દબાવવાના સ્વરૂપના જ છે.

સ૦—માણસ જાતના આજના સ્વભાવને ધ્યાનમાં લેતાં કાયદા અને વ્યવસ્થા જાળવવાની જોખમદારીવાળી સરકારને ઘણી વાર પોતાની ઇચ્છાવિરૂદ્ધ પણ સખ્તાઇના કાયદાઓ કરવા પડે છે એટલું યે તમે નહિ સ્વીકારો?

જ૦—એ હું કબૂલ કરીશ અને એજ કારણથી હું એટલું જ કહું છું કે મારી અત્યારની સ્થિતિમાં તો સરકાર જે ઉપાયો યોજે તેને હું કેવળ તપાસી શકું અને તે પર ટીકા કરી શકું. પણ સરકારે કેવાં પગલાં લેવાં જોઇએ તે સૂચવવા બેસું તો તો તેજ ક્ષણે મારૂં મન ગુન્હેગારને સજા કરવાને બદલે સુધારવાનું કહેવા મંડી જાય. આમ મારે કાયદો ઘડવાનો હોય તો તો તે એવા સ્વરૂપનો જ ઘડાય. છતાં હું કહી ગયો કે દબાવવાના સ્વરૂપના કાયદા ઘડવાના સરકારના હકનો પણ હું ઇન્કાર નથી કરતો.

સ૦—આટલું બધું તમે કબૂલ રાખો છો ત્યારે તો હું તમને

એમ જરૂર પૂછી શકું કે જે ચોક્સ (રોલેટ) કાયદા સામે તમે ટીકા કરો છો તેની જગાએ તમે સરકારને કેવો કાયદો ઘડવાનું સૂચવો.

જ૦—હું આપને જણાવી ચૂકયો કે એનો તો હું માત્ર નકારથી જ જવાબ આપી શકું. મારો જવાબ એ જ છે કે 'રોલેટ એક્ટ તો નહિ જ;' અને હું તેનાં કારણો પણ આપી શકું. રોલેટ એક્ટથી ધારાપોથીને કલંકિત કર્યા વગર જ વાઇસરોયના હાથમાં પૂરતી સત્તા છે. આ કાયદો તો હિંદુસ્તાનમાં કોઈ દિવસ ન વસ્યો હોય એવો કોઇ માણસ કદિ ધારાપોથી ઉઘાડીને વાંચે તો એના મગજ ઉપર એક જ ન ભુંસાય એવી છાપ પડે કે હિંદુસ્તાન ખૂનામરકીના ગુન્હાઓથી કેવળ ભરાઈ રહ્યું હોવું જોઇએ. હું ચોક્સ માનું છું કે વાઇસરોયના હાથમાં જે સત્તાઓ છે તે ખૂનામરકીની જડ ઉખેડવાને તદ્દન પૂરતી છે. અને વાઇસરોય જો એનો ઉપયોગ ન કરે અને વધુ સત્તા માગે તો એ એમની ભૂલ છે. સંકટકાળના કાયદા કરવાની એમને સત્તા છે અને એનો ઉપયોગ જોઇએ તો તેમને કરવો ઘટે.

સ૦—તમે કાનુનો (ordinances) ની વાત કરો છો?

જ૦—હા જી. એમ કરવામાં તેઓ સાહેબ વ્યાજબી લેખાય. આનાં કારણો પણ હું આપી શકું તેમ છું કારણ આ વિષે મેં પૂરી ચર્ચા કરી છે. મેં રાતની રાતો વિચાર કરવામાં ગાળી છે કે ના. લૉર્ડ ચેમ્સફર્ડ જેવા શાંત મગજના ગૃહસ્થ જાળમાં કેવી રીતે ફસાયા હશે. એમની પાસે આવા સંકટકાળના કાયદાઓ ઘડવાની સત્તા છે. તેનો તેઓ ઉપયોગ કરી શકે છે તેમ કરવામાં તેમને કોઇ રોકે તેમ નથી અને ધારાસભાને પૂછવાનું તેને કારણ નથી. તેઓ સાહેબ એક ચોક્સ જોખમદારી ભર્યું પગલું લે તેનું વ્યાજબીપણું તેઓ પાછળથી ધારાસભા સમક્ષ અથવા પ્રજા સમક્ષ અગર આ જ થાય છે તેમ લોકમત આગળ પૂરવાર કરી બતાવે એટલે બસ; જ્યારે અહીં તો ચોક્સ બનાવોની સંભવિતતા તેઓ અગાઉથી માની લે છે અને

દેશની સામાન્ય ધારાપોથીમાં એક નવો કાયદો ઉમેરી દે છે. મારી ચોકસ માન્યતા છે કે હકીકતમાં જરૂર હતી તે કરતાં કારોબારી સરકાર આ બાબતમાં હદ બહાર આગળ દોડી ગઇ છે.

સ૦—રોલેટ કાયદો વાંચવાનો લાભ મને નથી મળ્યો; પણ હું ધારૂં છું કે એ તો માત્ર જરૂર પડયે અમુક સત્તા આપનારો કાયદો છે. એટલે એ પસાર થયો એટલાજ ઉપરથી એ અમલમાં મુકાયો એવું કંઇ નથી.

જ૦—એટલું બાદ કરીએ તો!

સ૦—ગવર્નર જનરલે એવી મંજુરી આપવી જોઇયે કે દેશના અમુક ભાગમાં આ કાયદો લાગુ પાડવો. આમાં શું પ્રજાનું પૂરતું રક્ષણ નથી રહેલું?

જ૦—છાંટાબાર નહિ. જે રીતે એવી મંજુરીઓ આપવામાં આવે છે તેનો મને પૂરતો અનુભવ છે. એ મંજુરીનું મૂળ જ ખરૂં જોતાં દુષિત હોય છે. મૂળમાં ઘણીવાર એકાદ પોલીસ અમલદાર અથવા–અમલદારે શેનો?–એકાદ પોલીસનો માણસ જ વાત ઉભી કરે. તે જઇને પોતાના ઉપરીના કાન ભંભેરે કે "સાહેબ, ફલાણે ઠેકાણે તો આમની વાત આમ છે." બસ, પેલો ઉપરી અમલદાર ખરી બીના તપાસવા જેટલો ઉંડો ઉતરે કે ન પણ ઉતરે. એ તો પેલા ખબર આપનારની નજરે જ એ બીનાના મૂળમાં રહેલો દોષ આગળ વધતાં વધતાં આખરે ઠેઠ વાઇસિરોય સુધી પણ જઈ પહોંચે. આ આખી રીત જ તેની બધી શાસ્ત્રશુદ્ધ વિધિઓ છતાં આવી દ્વેષભરી છે અને તેથી જ હું તેને ખોટી કહું છું. આથી જ એક સામાન્ય વસ્તુ તરીકે એ જાહેર કરવાની સત્તા વાઇસિરોયે લેવી જોઇતી ન હતી. એમને પોતાની જોખમદારી પર કામ કરવું હોય તો તેઓ પોતે ભલે આ કાયદો ઘડે પણ ધારાસભા તો આ કાયદો ન જ ઘડી શકે.

સ૦—એટલે તમે એમ કહેવા માગો છો કે આવી મહત્ત્વની બાબતમાં અમુક બીના પોલીસના માણસથી ઉભી થઇ એટલા જ ઉપરથી છેક વાઇસરોય સુધીના બધા ઉપરી અમલદારો પોતાના અનુભવને કે પોતાની માહિતીને આધારે જાતે તપાસ કર્યા વગર જ એવી દરેક બીના માની લેશે?

જ૦—એમા બીજું ન બને એમ હું નથી કહેતો. પણ આપણા જેવા રાજ્યબંધારણમાં તો એ જ પરિણામ આવે અને આ વાત જાણતા છતાં હિંદુસ્તાન જેવા ખૂનામરકીના ગુન્હાઓથી ન ટેવાએલા દેશમાં આટલી ભયંકર સત્તા હું તો કારોબારી સરકારના હાથમાં ન જ મુકું. ખૂનામરકી હિંદુસ્તાનના એકથી બીજા છેડા સુધી લોકોના હાડમાં વ્યાપી ગઈ હોત તો કદાચ મેં રોલેટ કાયદાના વિરૂદ્ધ કાંઈ ન કહ્યું હોત. એમ હોત તો હું આ કાયદાને વધુ તપસીલમાં ઉતરીને તપાસવાની જરૂર જોત. અત્યારે તો હું એ કાયદો તપાસવા કે તેને વિષે દલીલમાં ઉતરવા પણ ન બેસું, કેમકે એના મૂળમાં રહેલો સિદ્ધાંત જ ગેરવ્યાજબી છે. વળી કોઇ એકલદોકલ દાખલામાં એવી સખ્તાઇનું વ્યાજબીપણું કદાચ હું જોઇ પણ શકું. પણ અધિકારીઓ જાતે જ કહેવા માગે છે તેમ આતો આખી પ્રજાની સાથે કામ લેવાની વાત છે. અને એની એ વ્યાપકતામાં જ એની ગંભીરતા ભયંકર બને છે, કારણ કે તેમાં તો ગમે તેવા માણસને સરકાર પકડી શકે અને તેની પાસેથી જામીન માગી શકે.

સ૦—તમે જાણો છો કે લડાઇ દરમ્યાન હિંદસંરક્ષણ કાયદાની રૂએ સહીસલામતીને ખાતર જરૂરનું લાગવાથી સંખ્યાબંધ લોકોને નજરકેદ કરવામાં આવ્યા હતા. સુલેહની શરતો ઉપર સહી થયા પછી અલબત્ત ૭ મહિના વીત્યા બાદ આ લોકો છૂટા થાય, એટલે ભયંકર લોકોને વિષે સરકારે કેમ વર્તવું એ સવાલ બેશક ઉભો થાય. ગમે તે ઘડીએ કોણ જાણે કેવીયે સ્થિતિ ઉભી થાય તેને પહોંચી

ળવા સારૂ સરકાર પોતાના હાથમાં કાંઇક હથિયાર રાખે એમાં તમે
ું વાંધો લ્યો ?

જ૦—હું માનપૂર્વક જણાવવા ઇચ્છું છું કે સરકારના પાસે
આવું હથિઆર મોજુદ છે. કાનૂનો પસાર કરવાની સત્તા વાઇસરોયને
મળી છે એ જ આવું હથિયાર છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો,
શાંતિના કાળમાં રોલેટ ઍક્ટ જેવો કાયદો ઘડી લેવાની ખાતર એક
ભૂમિકા તરીકે હિંદસંરક્ષણ કાયદાનો ઉપયોગ ન જ કરી શકાય. એ
કાયદો તો મુખ્યત્વે કરીને લડાઇને અંગે જ પસાર થયો હતો. અને
લડાઇને સમયે જે કાંઇ બરદાસ થાય એ શાંતિને સમયે કદી બરદાસ
ન થઇ શકે.

સ૦—પણ આ કાયદો તો માત્ર અમુક સત્તા આપી મૂકનારો
છે, અને વળી માત્ર ત્રણ જ વર્ષને માટે છે.

જ૦—એ ખરૂં. પણ ત્રણ વર્ષને માટે પણ એક આખી પ્રજાને
સજા કરવાની વાત મારૂં મન તો ન જ બરદાસ કરી શકે.

સ૦—હવે સત્યાગ્રહની હિલચાલ શા હેતુથી ઉપાડવામાં આવેલી
એ વિષે હું તમને કંઇક પૂછવા ઇચ્છું છું. શું વધારે રાજદ્વારી સ્થિતિ
પ્રાપ્ત કરવા એ હિલચાલ ઉઠાવવામાં આવેલી કે માત્ર પ્રજાને નાપસંદ
હોય એવા અનીતિમાન કાયદાની સામે થવાના હથિયાર તરીકે જ એ
હતી ? એની જરૂરીઆત કેવી રીતે ઉભી થએલી ?

જ૦—એની જરૂરીઆત રોલેટ કાયદો રદ કરાવવા માટેની
પ્રબળ ઇચ્છામાંથી જ ઉભી થયેલી. અરજીઓ વગેરે સામાન્ય છતાં
સાધનોથી તમારાં દુઃખની દાદ મેળવવામાં તમે નિષ્ફળ થાઓ ત્યારે
બીજું સામાન્ય છતાં ગેરકાયદેસર નહિ એવું દાદ મેળવવાનું કોઇ હથિ-
યાર તમારી પાસે છે કે કેમ એ તપાસી જેવું રહ્યું અને મેં જોયું કે
રોલેટ કાયદામાં રહેલા જૂલમની અને તેના મુળમાં રહેલા ભયની
સામે બાથ ભીડવાનો સત્યાગ્રહ એ એક જ ઉપાય હતો.

સ૦—કાયદેસર ઈલાજોથી તમે એ ન કરી શકત ?

જ૦—એથી હલકો બીજો કોઇ સચોટ કાયદેસર ઇલાજ મારી નજરે પડતો નથી. મારા એક બહુ મોટા મિત્રે મને સુચવ્યું હતું કે મારે પ્રજાની પાસે આમની સભા ઉપર પ્રથમ એકાદ જંગી સહીઓ-વાળી અરજી કરાવીને તેના નિકાલની રાહ જોવી ઘટતી હતી. હું એમના મતને મળતો નથી આવતો અને છતાં મારી ચોકસ માન્યતા છે કે કાયદેસર માર્ગે રોલેટ બિલ સામેની હીલચાલ જો કે કરી શકાય તેમ હતું તો પણ તેવો પ્રયત્ન સદંતર નિષ્ફળ નીવડયો હોત. એ રસ્તે રોલેટ કાયદો કદાપિ રદ કરાવી શકાત નહિ.

સ૦—શા સારૂ ?

જ૦—કારણ, મારો આટલાં વરસનો રાજદ્વારી અનુભવ એવો છે. એકેએક રીતસર વિધિમાં થઇને પસાર થએલી કોઈ અરજી આ દેશમાં સફળ થએલી મેં જાણી નથી.

સ૦—એ ઉપરથી સત્યાગ્રહ સિવાય બીજો માર્ગ ખુલ્લો નથી એવા નિર્ણય ઉપર તમે આવ્યા ?

જ૦—અલબત્ત બીજો કોઇ ખાનદાનીનો રસ્તો મારે માટે ખુલ્લો નહોતો.

સ૦—તમે જુબાનીમાં કહ્યું કે અધકચરી કેળવણીને તમે અ-ભણપણાથી વધારે ભયંકર ગણો છો એ શું ખરૂં ?

જ૦—તદ્દન સાચું.

સ૦—એમ માનવાનાં તમારાં કારણો મને દર્શાવશો ?

જ૦—કારણ કે આખા હિંદુસ્તાનમાં મુસાફરી કરતાં મેં જોયું છે કે દેશની અજાણ પ્રજાના કરતાં અધકચરી કેળવણી પામેલા જુ-વાનીઆઓ ઘણા જ વધારે બિનજવાબદાર અને અવિચારી છે. એ અર્ધદગ્ધ જુવાનીઆઓના મુકાબલામાં અજાણ પ્રજા તો ઘણે દરજ્જે

કરેલ મનની છે; અને મારી ખાત્રી છે કે એ અધભણેલા યુવકવર્ગને એ અવળે માર્ગેથી પાછો વાળી શકાય તો દેશની આગળ ઉભો થએલો સવાલ એકદમ સહેલ થઇ જાય?

સ૦—તમે અધભણેલા કોને કહો છો?

જ૦—દાખલા તરીકે હાઇસ્કુલનાં ધોરણ સુધી પહોંચેલો અને થોડુંક અંગ્રેજી જાણનારો અને એથી પણ અંગ્રેજી ઇતિહાસનું જ્ઞાન ધરાવનારો એકાદ છોકરો. એ છાપાંઓ વાંચે છે અને તેને અધકચરાં સમજીને પોતાના મનમાં અગાઉ બંધાએલ ચોકસ વિચારોને રોકવાને બદલે એ જ ઘર કરી બેઠેલા વિચારોને છાપાંમાંની વાતોથી એ પોષે છે. માત્ર આવો માણુસ હિંદુસ્તાનની સુખશાંતિને માટે તદ્દન અજાણ માણુસના કરતાં અનેકગણો ભયંકર છે.

સ૦—ત્યારે તમે એનો શો ઉપાય કરો?

જ૦—હું મારી ઢબના ઉપાય કરી રહ્યો છું અને કંઇક એવું પણ માની રહ્યો છું કે મેં એમાં ધાર્યા કરતાં વધુ સફળતા મેળવી છે.

સ૦—કેવી રીતે?

જ૦—એ રીતે કે આવાં માણુસો સુદ્ધાં જ્યારે તમે એમને વિનવો છો ત્યારે જો કે અભણ માણુસોના કરતાં તમને ઘણી વધારે માથાઝીક કરાવે છે, છતાં જો તમે ધીરજ ન ખોઇ બેસો તો અંતે તમારી દલીલમાં રહેલું સત્ય કબૂલ કરે છે અને તમારી શીખામણ સાંભળે પણ છે.

સ૦—એટલે તમે એમ કહો છો કે એવા હાઇસ્કુલ સુધી શિક્ષણમાં પહોંચેલા લોકો વધુ શિક્ષણ લેવાને તૈયાર હોય છે. માત્ર તમે તેમને સારા માર્ગે દોરવવા ઇચ્છો ત્યારે તેઓ સ્હેજમાં તમારૂં કહ્યું ન માનતાં ખૂબ માથાઝીક કરાવે છે એમ જ ને?

જ૦--મારા અભિપ્રાય મુજબ તો આજની આપણી આખી શિક્ષણપદ્ધતી જ એવી ખરાબ છે કે તે માણસને બધી કેળવણી પૂરી કર્યા પછી પણ સ્થિર મનનો અને ઠરેલ વિચારનો નથી બનાવતી. હકીકતમાં આજે એટલા બધા ઉંચી કેળવણી લીધેલા હિંદીઓ આપણી વચ્ચે છે કે તેમના દાખલાઓ ઉપરથી આપણે વગર આનાકાનીએ સામાન્ય અભિપ્રાયો બાંધી શકીએ અને તેથી હું વગર બીકે મારો ચોક્કસ મત પ્રગટ કરી શકું છું. કારણ કે મારી પાસે પૂરતી માહિતી તેમ જ સંખ્યાબંધ માણસો એ દિશાએ કામ કરવા પ્રયોગ કરી જોવાનાં સાધન બનનારા છે, અને તેથી હું એવા ચોક્કસ નિર્ણય ઉપર આવ્યો છું કે આપણી આખી શિક્ષણપદ્ધતિ જ જડમૂળથી સડેલી છે અને તેને તદ્દન નવેસર રચવાની જરૂર છે.

સ૦--એ શિક્ષણપદ્ધતિના ખાસ દોષો જણાવશો ?

જ૦--એક તો એ જ કે નિશાળોમાં કશું ખરૂં નૈતિક કે ધાર્મિક શિક્ષણ તો અપાતું જ નથી. બીજો દોષ એ કે શિક્ષણ અંગ્રેજી ભાષા મારફત અપાતું હોવાથી છોકરાંઓના મગજ પર બેહદ તાણ પડે છે અને પરિણામે નિશાળોમાં અપાતા ઉંચામાં ઉંચા વિચારોને છોકરાઓ ગ્રહણ કરી શકતા નથી. બહુ તો પોપટની પેરે કેટલીક ગોખેલી વાતો પઢી જાણે છે.

સ૦--તમે એને બદલે કેવી પદ્ધતિ અમલમાં મુકો ? ( લોર્ડ હંટરે અહીં વચમાં જ વિષયાંતર થતું હોવા વિષે સાહેબજાદાનું ધ્યાન ખેંચતાં જણાવ્યું હતું કે કમિટીનું કામ ઘડીભર સેડલર કમીશનનો ભાસ કરાવે છે. ) તમારા મત પ્રમાણે દેશી ભાષા માર્ફત શિક્ષણ આપવું જોઇએ અને શિક્ષણક્રમમાં ધાર્મિક કેળવણીને સ્થાન મળવું જોઇએ એમજ ને?

જ૦--આ બે દોષો તો નીકળી જવા જ જોઇએ. એ ઉપરાંત આધુનિક શિક્ષણપ્રણાલિમાં અંગત તત્ત્વ નથી. શિક્ષકોએ વિદ્યાર્થીઓ

જોડે અંગત સંબંધ કેળવવો જોઇએ તે આજકાલ બિલકુલ જોવામાં નથી આવતો. હાલના કરતાં વધુ સારા અને વધુ સંસ્કારી શિક્ષકોનો વર્ગ જોઇએ. આ ત્રણ દોષો નીકળી જાય તો શિક્ષણપદ્ધતિ આજ સુધરે.

સ૦—સત્યાગ્રહની હીલચાલની દૃષ્ટિ સંખ્યા વધારવાની પરવા ન કરતાં કેવળ લોકોનામાં સત્ય અને ચારિત્ર્યનું બળ વધારવા તરફ જ મુખ્યત્વે ફરીને છે એ બરાબર છે?

જ૦—અવશ્ય એ સાવ સાચું છે.

સ૦—એનું રહસ્ય એ વસ્તુના પોતાનામાંજ છે; સંખ્યાબળને એની જોડે નિસ્બત નથી-એમ?

જ૦—એને અનુસરનારની સંખ્યા એકની છે કે બેની એ વાત એમાં મહત્વ વગરની છે.

સ૦—આ હીલચાલ પંજાબમાં પણ ફેલાઇ છે ખરી?

જ૦—હું ધારૂં છું કે સામાન્ય રૂપમાં એ બીજા ભાગોની પેઠે જ પંજાબમાં પણ અવશ્ય ફેલાઇ છે. સત્યાગ્રહની પ્રતિજ્ઞા ઉપર સહી કરેલી હોય એવાઓને હું કદાચ નહિ ચીંધી શકું. પણ એટલું તો હું જોઇ ચૂકયો છું કે પંજાબ એ સત્યાગ્રહના સિદ્ધાંતને ગ્રહણ કરવાને તેમ જ સત્યાગ્રહને ઉપાડી લેવાને હિંદુસ્તાનના બીજા ગમે તે ભાગના જેટલો જ કે કદાચ એથી વધારે જ શક્તિવાન છે. પણ મારી એ અટકળમાં કદાચ ભૂલ પણ હોય. છતાં પંજાબ સત્યાગ્રહના પાઠ ગ્રહણ કરવાની બાબતમાં હિંદુસ્તાનના બીજા કોઇ પણ ભાગની હારોહાર તો છે જ એટલું તો કહીશ જ કહીશ.

# સત્યાગ્રહની છેલ્લી લડતનો અનુભવ.



( ઇંડીઅન ઓપીનીઅનના સુવર્ણ અંકમાંથી મહાત્મા ગાંધીના લેખનો ઉતારો. )

છેલ્લી લડાઇમાં તો અવધિ થઇ છે. તે અનુભવ લખવાનો મને વખતજ મળ્યો નથી. તેમાં મળેલા અનુભવનો લાભ ઇન્ડીઅન ઓપીની-અનના વાંચકવર્ગને આપવાનો હતો. છેલ્લી લડત તે સત્યાગ્રહનું ત્રીજું પ્રકરણ હતું એ વાંચનારે યાદ રાખવુ ઘટે છે. પહેલું પ્રકરણ બંધ થયું ત્યારે આપણે—મેં તો જરૂર—છેલ્લું માન્યું હતું. પણ જ્યારે બીજું પ્રકરણ શરૂ થવાનો વખત આવ્યો, ત્યારે ઘણા ભાઇઓ મને કહેવા લાગ્યા કે હવે કોણ લડશે? વખતો વખત કોમ એટલું જોર બતાવી શકશે નહી. આ સાંભળ્યું ત્યારે હું હસેલો. સત્ય ઉપર મારી અચળ આસ્થા હતી. મેં જવાબ આપ્યો કે ' લોકે એ એક વખત રસ ચાખ્યો છે એટલે હવે વધારે લડશે. ' થયું પણ તેમજ. પહેલી વેળા સો બસેં હિંદી જેલ ગયા. બીજી વેળા સેંકડો ગયા. એટલુંજ નહિ પણ ના-તાલ જાગ્યું ને ત્યાંથી આગેવાનો ભાગ લેવા આવ્યા. લડત ખુબ લંબાઇ, છતાં જોર તુટયું નહીં ને આપણે આગળ વધ્યા. છેલ્લી વેળાયે તો હારનીજ વાતો મેં સાંભળી. " વખતો વખત તને સરકાર દગો દીયે, તું છેતરાય ને વખતો વખત લોકો ખાડામાં ઉતરે એ બનેજ નહીં " આવું કડવું વચન મારે સાંભળવું પડતું હતું- હું ઘણુંયે સમજતો હતો કે સરકારના દગાની સામે મારો કે કોઇનો ઉપાય ચાલે તેમ નહતું. આપણે પ્રોમીસરી નોટ લઇએ પણ સહી કરનાર ઇનકાર કરે અથવા છૂટી પડે તેમાં લેનારનો શો દોષ? હું તો જાણતો હતો કે સરકાર વચનભંગ કરે તો જેમ આપણને વધારે મહેનત કરવી પડશે તેમ તેમ તેને વધારે આપવું પડશે. કરજી કરજ ભરતાં વખત

લગાડે તેટલે દરજ્જે તેને વધારે બોજો ઉપાડવો પડે છે. મેં તો વળી જવાબ આપ્યો કે "સત્યાગ્રહની લડત એવી છે કે તેમાં હારવાનું કે પસ્તાવાનું છેજ નહિ. તે લડતમાં હંમેશા માણસ વધારે બળવાન બને છે. તેમાં થાક લાગતો નથી ને દરેક મજલે જોર વધે છે. જો આપણામાં સત્ય હશે તો હિંદી કોમ આ વેળા વધારે કામ કરશે ને પોતાનું નામ વધારે ઉજ્જ્વળ કરશે." આ જવાબ મેં વાળ્યો ત્યારે મારા સ્વપ્નામાં ન હતું કે વીસ હજાર ગરીબડા હીંદી જાગશે, તેઓ પોતાનું નામ અને પોતાના દેશનું નામ અમર કરશે. જનરલ બોથાએ પોતાના એક ભાષણમાં કહ્યું છે કે હિંદી કોમે જેવી હડતાળ પાડીને જાળવી તેવી ગોરાઓ પાળી કે જાળવી શકયા નથી. છેલ્લી લડાઇમાં ઓરતો દાખલ થઈ, સોળ વર્ષના જુવાન બાળકો જોડાયા ને લડતે બહુ વધારે ધાર્મિક સ્વરૂપ લીધું. દક્ષિણ આફ્રિકાના હિંદીની વાત આખા જગતમાં ફેલાઈ. ને હિંદુસ્તાનમાં ગરીબને તવંગર, જુવાન ને ઘરડા, પુરૂષ તેમજ સ્ત્રી, રાજા ને રૈયત, હિંદુ–મુસલમાન, પારસી ખ્રીસ્તી, મુંબઇવાળા, મદ્રાસવાળા, કલકત્તાવાળા ને લાહોરવાળા બધા જાગ્યા; બધા આપણી તવારીખથી વાકેફ થયા ને આપણને મદદ કરવા લાગ્યા. વડી સરકાર ચમકી, વાઇસરોયે પ્રજાનું વલણ જાણીને પ્રજાપક્ષ લીધો. આ બધી જગજાહેર વાત છે. લડતનું મહત્વ બતાવવા હું આ બીનાઓ લખી જાઉં છું, પણ આ લેખ લખવામાં મારો મુખ્ય હેતુ તો એ છે કે જે બીનાઓથી હું વિશેષ વાકેફ છું, જેની હિંદને ખબર નથી, અને જેનું ભાન દક્ષિણ આફ્રિકામાં રહેનારા હિંદી ભાઇઓને પણ પુરૂં નથી તે બીનાઓનું દર્શન કરાવવું.

ટોલ્સ્ટોય ફાર્મમાં જે તાલીમ લેવાઇ તે બધી આ છેલ્લી લડાઇમાં કામ આવી. સત્યાગ્રહીઓએ જે જીંદગી ત્યાં ભોગવી તે આ લડતમાં અમૂલ્ય થઇ પડી. તેજ જીંદગીની નકલ વધારે સારી રીતે ફીનીક્સમાં કરવામાં આવી. જ્યારે ટોલ્સ્ટોય ફાર્મ બંધ કર્યું ત્યારે તેમાં વસતા નિશાળીઆ તથા તેમના માબાપની સાથે એ શરત હતી કે જે નિ-

શાળાઆ ફીનીક્સ રહે તે જો ઉમરલાયક હોય તો તેણે લડત ફરી જાગે ત્યારે તેમાં દાખલ થવું જોઇએ. ખરૂં જોતાં ફીનીક્સમાં મુખ્ય કેળવણી જ સત્યાગ્રહની થઈ પડી. ફીનીક્સમાં વસનાર કુટુંબને પણ એ નિયમ લાગુ પડતો થયો. તેમાં માત્ર એકજ કુટુંબ અળગું રહ્યું એટલે પરિણામ એ આવ્યું કે ફીનીક્સ ચલાવવા સારૂ જેટલા માણસની જરૂર પડે તે સિવાય બધા જ્યારે લડત ઉઠી ત્યારે તૈયાર હતા. આથી ત્રીજી લડતની શરૂઆત ફીનીક્સવાળાઓથી થઈ. જ્યારે સ્ત્રીઓ પુરૂષો ને બાળકો નીકળ્યા ત્યારનો દેખાવ મારાથી ભુલાય તેવો નથી. દરેકને એકજ લાગણી હતી; તે એ કે આ લડત ધર્મયુદ્ધ છે; ને તેઓ જાત્રાએ નીકળતા હતા. જતી વેળા તેઓએ ભજન કીર્તન ગાયાં. તેમનું એક પ્રખ્યાત કાવ્ય "સુખ દુઃખ મનમાં ન આણીયે" એ છે. તે અવસરે જે અવાજ બાળકો, સ્ત્રીઓ, ને મરદોના મુખમાંથી નીકળતો હતો, તેના ભણકારો હજુ મારા કાનમાં પડે છે. આ સંઘની સાથેજ મહાન પારસી રૂસ્તમજી હતા. ઘણાના મનમાં હતું, કે મિ. રૂસ્તમજીએ ગઇ વેળા એટલું દુઃખ ભોગવ્યું છે કે તે હવે નહિ જોડાય. એમ બોલનારા મી. રૂસ્તમજીની મહત્તાને નહોતા જાણતા. બૈરાંઓ અને બાળકો જાય ને પોતે ઘેર બેસે એ તેમનાથી જોવાયજ નહિ. મને આ સમયના બીજા બે બનાવ યાદ આવે છે. મી. રૂસ્તમજી તથા તેના કેસરી સિંહ જેવા બાળક સોરાબજી વચ્ચે હરિફાઇ ચાલી. સોરાબજી કહે બાવાજી મારે આવવું છે. તમારી વતી મને જવા દો અથવા મને પણ સાથે લઇ જાઓ.

બીજો દેખાવ મરહુમ હુસેનમીયાની સાથેનો મી. રૂસ્તમજીનો મેળાપ હતો. મી. રૂસ્તમજી તેને મળવા ગયા ત્યારે તેની આંખમાંથી આંસુની ધારા ચાલી ને તેણે કહ્યું 'કાકાજી, જો હું સાજો હોઉં તો તમારી સાથે જેલમાં આવું.' ભાઈ હુસેનનો દેશ તરફનો પ્રેમ બહુ ભારે હતો, તેણે ખાટલાવશ છતાં લડતને ટેકો આપેલો ને જે કોઈ મળતું તેની પાસે તે લડતની જ વાતો કરતો.

ફીનીકસમાં જેઓ પાછળ રહ્યા તેઓમાં ૧૬ વર્ષની અંદરના છોકરાઓ પણ હતા. તેઓએ ને કારભારીઓએ જેલની બહાર હોવા છતાં જેલમાં જનાર કરતાં વધારે કરી બતાવ્યું. તેઓએ રાતદિવસનો ભેદ કહાડી નાંખ્યો. પોતાના સાથી તથા મુરબ્બીઓ ન છુટે ત્યાં લગી અધરાં વ્રતો લીધાં, અલુણા આહાર ઉપર નિર્વાહ ચલાવ્યો, ને જોખમનાં કામો પણ બેધડક થઇ માથે લીધાં. જ્યારે વિકટોરીયા કાઉંટીમાં હડતાલ પડી ત્યારે સેંકડો ગીરીમીટીઆએ ફીનીકસમાં આશ્રો લીધો. તેઓની બરદાસ કરવી એ એક મહત કાર્ય હતું. ગીરમીટીઆના શેઠો તરફથી ધાડ આવવાની ધાસ્તી છતાં બેધડકપણે કાર્ય કર્યે જવું એ બીજું. પોલીસો ત્યા ગયા, મી. વેસ્ટને પકડી ગયા, બીજાઓને પકડી જાય એવો સંભવ હતો, તે બધાની તૈયારી રાખી. પણ એક આદમી ફીનીક્સમાંથી ચળ્યો નહીં. હું ઉપર કહી ગયો છું કે આમાં માત્ર એકજ કુટુંબ અપવાદ રૂપે રહેલું. ફીનીકસના કારભારીઓએ આ પ્રસંગે કોમની સેવા બજાવી છે તેનું માપ હિંદી કોમ કરી શકે તેમ તેથી. આ છુપો ઇતિહાસ હજુ નથી લખાયો તેથી હું તેમાંનો કંઇક ભાગ આપી જાઉંછું, તે એવી આશાથી કે કોઇક દિવસ કોઇ જીજ્ઞાસુ વધારે હકીકત મેળવી ફીનીકસના કારભારીઓના કાર્યની કીંમત કંઇક અંશે આંકી શકે. હું વિશેષ લખવા લલચાઉં છું. પણ ફીનીકસને અહીં પડતું મેલું છું.

ફીનીકસની ટુકડી જેલ ગઇ એટલે જોહાન્સબર્ગથી ન રહી શકાયું. ત્યાંની સ્ત્રીઓ અધીરી થઈ. તેઓને જેલ જવાનો ઘણો જ ઉત્સાહ થયો. મી. થંબી નાયડુનું કુટુંબ આખું તૈયાર થયું. તેમની ઓરત, સાળી, સાસુ, મી. મુરગનનાં સગાંઓ, મીસીસ પી. કે નાયડુ, અમર નામ કરી ગયેલી બ્હેન વાલીઆમા અને બીજી સ્ત્રીઓ તૈયાર થઇ. તેઓ કાંખમાં બાળકો લઈ ચાલી નીકળી. મી. કેલનબેક તેઓને લઇ ફીનીખન ગયા. ત્યાં જવામાં એવી ઉમેદ હતી કે તેઓ ફ્રી સ્ટેટની સરહદ પર જઈ પાછાં વળતાં પકડાશે. તેઓની ઉમેદ બર ન આવી.

તેઓએ કેટલાક દિવસ દુઃખે સુખે ફીનીખનમાં ગાળ્યા. ત્યાં ટોપલીઓ લઈ ફેરી કરી પકડાવાનો પ્રયત્ન કર્યો; પણ કોઇએ તેઓને પકડી નહિ.

આ નિરાશામાં અમર આશા છુપાઇ રહેલી હતી. જો ઓરતોને સરકારે ફીનીખનમાંજ પકડી હત તો તો વખતે હડતાલ ન પડત. એટલું તો ચોકસ છે કે જે ઉપર હડતાલ જામી તે પાયા ઉપર તો નજ જામત. પણ કોમઉપર ઇશ્વરનો હાથ હતો. તે સદા સત્યનો બેલી છે. ઓરતો ન પકડાઈ તેથી એમ ઠર્યું કે તેઓએ નાતાલની હદ ઓળગવી. જો તેઓને ન પકડે તો તેઓએ મી. થંબી નાયડુની સાથે ન્યુકાસ્લ મથક કરવું. તેઓ નાતાલ તરફ રવાના થઈ. સરહદ પર પોલીસે ન પકડી. ન્યુકાસલ ઘર કર્યું. ત્યાં મી. ડી. લેઝર્સ પોતાનું ઘર ઓરતોને સોંપ્યું. ને તેમની ઓરતે તથા સાળી મીસ થોમસે આ સત્યાગ્રહી ઓરતોની સારવાર કરવાનું માથે લીધું.

ઠરાવ એવો હતો કે ઓરતોએ ન્યુકાસલમાં ગીરમીટીઆની ઓરતોને તથા ગીરમીટીઆને મળવું. તેઓને તેઓની દશાનો ચિતાર આપવો ને ત્રણ પાઉંડના કર બાબત હડતાલ પાડવા સમજાવવું. પછી જ્યારે હું ન્યુકાસલ પહોંચું ત્યારે હડતાલ પાડવી. પણ ઓરતોની હાજરી તો સુકાં લાકડાં ઉપર દીવાસળી રૂપ થઇ પડી. આ સેજ તળાઈ વિના નહિ સુનારી, ભાગ્યે જ મોં ખોલનારી ઓરતોએ ગીરમીટીયા પાસે જાહેરમાં ભાષણ કર્યાં; તેઓ જાગ્યા ને હું પહોંચું તે પહેલાં તો તેઓએ હડતાળ પાડવાનો આગ્રહ કર્યો. કામ ઘણું જોખમભરેલું હતું. મી. નાયડુનો તાર મને મળ્યો. મી. કેલનબેક ન્યુકાસલ ગયા ને હડતાલ શરૂ થઈઃ હું ન્યુકાસ્લ પહોંચ્યો તે દરમિયાન બે કોલસાની ખાણોના હિંદીઓએ કામ બંધ કર્યું હતું.

મી. હોસ્કેનના પ્રમુખપણા નીચેની યુરોપીયન સહાયક કમિટીએ મને બોલાવ્યો. હું તેઓને મળ્યો. તેઓએ આપણી હિલચાલ પસંદ કરી ઉત્તેજન આપવાનો ઠરાવ કર્યો. એક દિવસ જોહાન્સબર્ગમાં

રહી હું ન્યુસકાલ પહોંચ્યો ને ત્યાં રહ્યો. મેં જોયું કે લોકોનો ઉત્સાહ અત્યંત હતો. ઓરતોની હાજરીની બરદાસ સરકાર કરી ન શકી; ને છેવટે તેમને 'રખડુ' ના તહોમત નીચે જેલ આપી. મી. લેઝર્સનું ઘર હવે સત્યાગ્રહની ધર્મશાળા બન્યુ, ત્યાં તો સેંકડો ગીરમીટીયાને સારૂં ખાણુ પકાવવાનું કરવું પડ્યું. તેથી મી. લેઝર્સ નાસીપાસ નહિ થએલા. ન્યુકાસલના હિંદીઓએ કમીટી નીમી. મી. સીદાત પ્રમુખ નીમાયા. કામ ધમધોકાર ચાલ્યું. બીજી ખાણોના હિંદીએ કામ બંધ કર્યું.

આમ ખાણોના હિંદી મજુરો કામ બંધ કરતા ચાલ્યા તેથી કોલસાની ખાણના ધણીઓના મંડળની મીટીંગ થઇ. મને ત્યાં બોલાવવામાં આવ્યો. વાતચીત ખુબ થઇ પણ નીવેડો ન આવ્યો. તેઓની માંગણી એવી હતી કે જો આપણે હડતાલ બંધ રાખીએ તો તેઓ સરકારને ત્રણ પાઉંડના કર બાબત લખાણ કરે. આ કંઇ સત્યાગ્રહીથી કબુલ ન થાય. આપણને ધણીઓની સાથે વેર ન હતું. હડતાલનો હેતુ ધણીઓને દુઃખ દેવાનો ન હતો. માત્ર આપણે દુઃખ ઉઠાવવાનો હતો. એટલે કોલસાની ખાણના ધણીની સલાહ માન્ય ન થાય તેવી હતી. હું પાછો ન્યુકાસલ આવ્યો. મજકુર મીટીંગના પરીણામે મેં જણાવ્યું, તેમ ઉત્સાહ વધ્યો. વધારે ખાણોમાં કામ બંધ થયું.

આજ લગી મજુરો પોતપોતાની ખાણમાં રહેતા હતા. ન્યુકાસલની કારભાર મંડળીયે વિચાર્યું કે જ્યાં લગી ગીરમીટીયા પોતાના શેઠની જમીનમાં રહે ત્યાં લગી હડતાલની પુરી અસર પડે નહિ. તેઓ લલચાઇને અથવા ડરીને કામ શરૂ કરે એ ભય હતો. અને શેઠનું કામ ન કરવું છતાં તેના ઘરમાં વસવું અથવા તેનું નીમક ખાવું એ અનીતિ ગણાય. આમ ગીરમીટીયાઓનું ખાણો પર રહેવું દોષિત હતું. છેલ્લો દોષ સત્યાગ્રહના શુદ્ધ પ્રયાસને મલીન કરનાર જણાયો. બીજી તરફથી હજારો હિંદીને ક્યાં રાખવા, તેઓને કેમ જમાડવા

એ ભારે કામ હતું. મી. લેઝર્સનું મકાન હવે બહુ નાનું જણાયું. બીચારી બે ઓરતો રાત દિવસ મહેનત કરતાં પણ પહોંચી શકે એમ ન લાગ્યું. તેમ છતાં પણ ગમે તે જોખમ ઉઠાવી ખરૂં જ કરવું એ નિશ્ચય થયો. ગીરમીટીયાઓને પોતાની ખાણુ છોડી ન્યુકાસલ આવવાના સમાચાર મોકલવામાં આવ્યા. આ ખબર મળતાંજ ખાણોમાંથી કુચ શરૂ થઈ. બેલંગીની ખાણના હિંદીઓ પહેલાં આવી પહોંચ્યા. ન્યુકાસલમાં તો કેમ જાણે હમેશાં જાત્રાળુનો સંઘ આવતો ન હોય! એવો દેખાવ થઈ રહ્યો. જુવાન, બુઢ્ઢાઓ, ઓરતો–કોઇ છડી ને કોઇ કાખમાં બચ્ચાંવાળી–બધી પોતાના માથા પર ગાંસડી સાથે હતી. મરદોના માથા પર પેટીઓ જોવામાં આવતી હતી. કોઈ દિવસના આવી પહોંચતાં તો કોઇ રાતનાં. તેઓને ખાવાનું પૂરૂં પાડવું પડતું. આ ગરીબ માણસના સંતોષનું હું શું વર્ણન કરૂં? જે મળ્યું તેથી તેઓ સુખ માનતા. ભાગ્યે જ કોઇ રડતો જોવામાં આવતો. બધાના ચહેરા ઉપર હાસ્ય ખીલી રહેલું હતું. મારે મન તો તેઓ તેત્રીસ કોટી દેવતાઓમાંના હતા. સ્ત્રીઓ દેવરૂપ હતી. તેઓ બધાને છાપરૂં ક્યાંથી અપાય? સુવાને તૃણ સાથરો હતો. છાપરૂં આકાશ હતું. તેઓનો રક્ષક ઈશ્વર હતો. કોઇએ બીડીની માગણી કરી. મેં સમજાવ્યા કે તેઓ ગીરમીટીયા તરીકે નહોતા નીકળી પડયા, તેઓ હિંદના સેવક તરીકે નીકળ્યા હતા. તેઓ ધાર્મિક લડતમાં જોડાયા હતા, ને આવે વખતે તેઓએ દારૂ, તમાકુ વગેરે વ્યસન છોડવાં જોઇએ. જેઓ ન છોડે તેમણે જાહેર પૈસામાંથી પોતાની હાજતો પુરી પાડવાની આશા ન રાખવી જોઇએ. આ સાધુપુરૂષોએ ઉપરની સલાહ માન્ય રાખી ને ત્યાર પછી કોઇએ બીડીને માટે પૈસા ખર્ચવાની મારી પાસે માગણી કરી નહિ. આમ ખાણોમાંથી હાર ચાલુ થઇ તેમાં એક ઓરત જે ગર્ભવતી હતી તેને રસ્તામાં ચાલતાં ગર્ભપાત થયો. આવાં અનેક દુઃખો ઉઠાવતા છતાં કોઇ થાક્યા નહિ, પાછા હઠયા નહિ.

ન્યુકાસલમાં હિંદીની વસ્તી બહુ વધી પડી. હિંદીની જગ્યાઓ ભરાઇ ગઇ. તેઓની પાસેથી જેટલાં મકાનો મળી શક્યાં તેટલામાં સ્ત્રીઓ અને ધરડાઓનો સમાસ થઈ શક્યો. આ જગ્યાએ કહેવું જોઇએ કે ન્યુકાસલના ગોરાની વસ્તીએ ઘણો વિનય વાપર્યો હતો. તેઓએ લાગણી પણ દર્શાવેલી. કોઇપણ હિંદીને કનડગત નહિ કરવી. એક ભલી બાઇએ પોતાનું મકાન મફત વાપરવાને આપ્યું. બીજી પણ ઝીણી મદદો ઘણા ગોરા પાસેથી મળ્યા કરતી હતી.

પણ ન્યુકાસલમાં હજારો હિંદીને સદાયને સારૂ રાખી શકાય એવી સ્થિતિ નહતી. મેયર ગભરાએલા. ન્યુકાસલની વસતી સાધારણ રીતે ત્રણ હજારની ગણાય. તેવા ગામડામાં બીજા દશ હજાર માણસ સમાઇ નજ શકે. બીજી ખાણોના મજુરો કામ બંધ કરવા લાગ્યા. એટલે હવે શું કરવું એ સવાલ ઉઠયો. હડતાલ પાડવામાં હેતુ એ હતો કે જેલ જવું. મજુરોને પકડવા ધારે તો સરકાર પકડી શકતી હતી. પણ હજારોને સારૂ તેની પાસે જેલજ ન હતી. તેથી મજુરો ઉપર હજુ હાથ ન નાંખ્યો. ત્યારે ટ્રાન્સવાલની હદ ઓળંગી પકડાવું એજ સહેલો ઉપાય રહ્યો. વળી તેમ કરતાં ન્યુકાસલમાં ભીડ ઓછી થાય એમ પણ લાગ્યું. ને હડતાળીઆની વધારે કસોટી થાય. ન્યુકાસલમાં ખાણોંના જાસુસો હડતાળીયાઓને લલચાવી રહ્યા હતા. એક પણ મજુર પડયો નહિ. તોપણ તે લાલચથી તેમને દુર રાખવા એ કારભાર મંડળની ફરજ હતી. આવાં કારણથી ન્યુકાસલથી ચાર્લ્સટાઉન કુચ કરવી એ ઠીક જણાયું. પંથ લગભગ પાંત્રીસ માઇલનો હતો. હજારો માણસોને સારૂ રેલ ભાડું ન જ ખરચી શકાય. એટલે બધા મજબુત મરદ ને સ્ત્રીઓએ પગપાળા જવું એમ ઠરાવ થયો. જે ઓરતો ન ચાલી શકે તેને રેલમાં લઇ જવાનું ઠર્યું. રસ્તામાં પકડાપકડી થવાનો સંભવ હતો તેમ જ આવો આ પહેલો અનુભવ હતો તેથી પહેલી ટુકડી મારે લઈ જવી એ નિશ્ચય થયો. પહેલી

ટુકડીમાં લગભગ ૫૦૦ હતા. તેમાં લગભગ ૬૦ સ્ત્રીઓ પોતાના બચ્ચાં સહિત હતી. આ ટુકડીનો દેખાવ હું કદી ભુલી શકું તેમ નથી. 'દ્વારકાંનાથકી જે' 'રામચંદ્રકી જે' 'વન્દે માતરમ્' આવા પોકારો કરતી ટુકડી ચાલતી. એ દિવસ ચાલે તેટલા પકાવેલા દાલ ચાવલ બંધાવ્યા હતા. સઉ પોતાના પોટલાં બાંધી ચાલી નીકળેલા. તેઓને નીચે પ્રમાણે શરતો સંભળાવવામાં આવી હતી.

૧ હું પકડાઇ જાઉં એવો સંભવ હતો. જો તેમ બને તોપણ ટુકડીએ કુચ જારી રાખવી. અને જ્યાં સુધી તેઓ પોતે ન પકડાય ત્યાં લગી તેઓએ ચાલ્યા કરવું. રસ્તામાં ખોરાક વિગેરેનો બંદોબસ્ત કરવા સર્વ પ્રયત્ન થશે, છતાં કદાચ કોઇ દિવસ ખાવાનું ન મળે તો પણ સંતોષ રાખવો.

૨ લડતમાં રહેતાં સુધી દારૂ વિગેરેનું વ્યસન છોડવું.

૩ મરણ પર્યંત પાછા ન હઠવું.

૪ રસ્તામાં રાત પડે ત્યાં ઘરની આશા ન રાખવી, પણ ઘાસમાં પડી રહેવું.

૫ રસ્તામાં આવતાં ઝાડપાનને જરા પણ ઇજા ન કરવી અને પારકી ચીજને બીલકુલ ન અડકવું.

૬ સરકારી પોલીસ પકડવા આવે તો પકડાઇ જવું.

૭ પોલીસની કે કોઇની સામે ન થવું પણ માર પડે તો તે સહન કરવો, ને સામે માર મારીને બચાવ ન કરવો.

૮ જેલમાં જે દુઃખો પડે તે ઉઠાવવાં, ને જેલને મહેલ સમજી તેમાં દિવસ ગુજારવા.

આ સંઘમાં બધા વર્ણ હતા. હિંદુ, મુસલમાન, બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શુદ્ર હતા. કલકત્તીઆ હતા ને તામીલ હતા. કેટલાક પઠાણોને તેમજ ઉત્તર તરફના સીંધીને માર ખાઈ લેતાં પણ બચાવ

ન કરવાની શરત આકરી લાગી હતી. પણ તેઓએ તે શરત ખુશીની સાથે સ્વીકારી; એટલુંજ નહીં પણ તેઓની કસોટીનો વખત આવતાં તેઓએ બચાવ પણ નહિ કરેલો.

આવી સ્થિતમાં પહેલી ટુકડીની કુચ શરૂ થઇ. પહેલીજ રાતે વગડામાં ધાસ પર સુવાનો અનુભવ થયો. રસ્તામાં લગભગ ૧૫૦ માણસોને વારંટો મળ્યાં તેઓ ખુશીથી પકડાયા. પકડવાને પોલીસ અમલદાર આવ્યો હતો. તેની સાથે બીજી કંઇ મદદ ન હતી. પકડાયા તેમને કેમ લઇ જવા એ સવાલ થઇ પડયો. અમે ચાર્લ્સટાઉનથી માત્ર ૬ માઇલ દૂર હતા. એટલે મેં અમલદારને કહ્યું, કે પકડાએલા માણસો ભલે મારી સાથે કુચ કરે ને તેઓનો કબજો તે ચાર્લ્સટાઉન લે, અથવા તેના ઉપરીને પુછીને જેમ તેને હુકમ મળે તે પ્રમાણે કરે. અમલદાર આ સૂચના કબુલ રાખીને ચાલી ગયો. અમે ચર્લ્સ-ટાઉન પહોંચ્યા. ચાર્લ્સટાઉન બહુ નાનું ગામડું છે. તેમાં વસ્તી ભાગ્યે ૧,૦૦૦ માણસની હશે. તેમાં એકજ શરીઆમ રસ્તો છે. હિંદી વસ્તી જુજ છે. એટલે અમારો સંઘ જોઇને ગોરાઓ આશ્ચર્ય પામ્યા. ચાર્લ્સટાઉનમાં આટલા હિંદી કોઇ વેળા દાખલ થયા નહતા. પકડા-એલાને ન્યુકાસલ લઈ જવાને સારૂ રેલ ગાડી તૈયાર ન હતી. તેમાંયે પોલીસ ક્યાં રાખે? ચાર્લ્સટાઉનના થાણામાં એટલા કેદીને રાખ-વાની જગો ન હતી. તેથી પોલીસે પકડાએલાઓને મને સોંપ્યાં ને તેઓના ખોરાકનું બીલ ચુકવી આપવા કબુલ કર્યું. આ કાંઈ સત્યા-ગ્રહને થોડું માન ન કહેવાય. સાધારણ રીતે અમારી પાસેથી પકડા-એલા કેદીને અમને સોંપાયજ કેમ? તેમાંના કોઇ ચાલ્યા જાય તો કંઈ જવાબદારી અમારી ન હતી. પણ સત્યાગ્રહીનું કામ તો પકડા-વાનુંજ હોય, એમ બધા સમજતા થયા હતા તેથી વિશ્વાસ બેસી ગએલો. આમ ચાર દિવસ સુધી પકડાએલા જણ અમારી સાથે રહેલા. જ્યારે તેઓને લઇ જવાને પોલીસ તૈયાર થયા ત્યારે તેઓ ખુશીથી તાબે થયા.

ટુકડીઓની ભરતી થતી ચાલી. કોઇ રોજ ચારસો તો કોઇ રોજ તેથી વધારે. ઘણાએ પગે ચાલતા લશ્કરીઓ મુખ્યત્વેકરીને ગાડીથી આવવા લાગ્યા. ચાર્લ્સટાઉનના હિંદી વેપારીના મકાનોમાં જ્યાં જગ્યા હતી ત્યાં સમાસ કર્યો. ત્યાંની કોરપોરેશને પણ મકાન આપ્યાં. ગોરાઓ બીલકુલ દનડગત નહોતા કરતા એટલુંજ નહિ પણ મદદ કરતા હતા. ત્યાંના ડાક્ટર બ્રીસ્કોએ મફત સારવાર કરવાનું માથે લીધું ને અમે જ્યારે ચાર્લ્સટાઉનથી આગળ વધ્યા ત્યારે તેણે કીમતી દવાઓ અને કેટલાંક ઉપયોગી શસ્ત્રો મફત આપ્યાં. રસોઇ મસ્જીદના મકાનમાં થતી હતી, અને ચુલો ચોવીસે કલાક સળગાવવો પડતો હતો. રસોઇ કરવાવાળા હડતાલીઆમાંથીજ તૈયાર થયા હતા. છેલ્લા દહાડામાં ચારથી પાંચ હજાર માણસોને જમાડવાનું રહેતું. છતાં આ કામદારો કાયર નહિ થએલા. સવારમાં મકાઇના આટાની રાબ તેમાં શકર મેળવીને આપવામાં આવતી હતી તથા તેની સાથે રોટી. સાંજના ચાવલ ને દાલ તથા શાક આપવામાં આવતા હતાં. બધા દક્ષિણ આફ્રિકામાં ઘણે ભાગે ત્રણ વખત ખાનારા હોય છે. ગીરમાટીઆ હમેશાં ત્રણ વખત ખાનારા હોય છે પણ તેઓ ઝીણા ઝીણા સ્વાદ કરનારા હોય છે. તે સ્વાદ પણ અહીં છોડ્યા.

આ જથાબંધ જમા થએલા માણસોનું શું કરવું એ વિચાર કરવા જેવું થઇ પડયું. ચાર્લ્સટાઉનમાં અગવડે સગવડે આટલા બધા માણસોને લાંબી મુદત સુધી રાખવામાં આવે તો રોગ ફાટી નીકળવાનો સંભવ રહ્યો. એટલા હજાર માણસ જે હંમેશાં કામ કરનારા હોય છે, તે નવરા બેસી રહે એ પણ ઠીક ન ગણાય. આ સમયે એટલું કહી જવાની જરૂર છે કે આટલા ગરીબ માણસો એકઠા થએલા છતાં ચાર્લ્સટાઉનમાં તેઓમાંના એકે પણ ચોરી નહિ કરેલી. પોલીસની જરૂર કોઇપણ વેળા નહિ પડેલી. તેમ પોલીસને કોઇપણ વેળા વધારે કામ નહોતું કરવું પડયું, છતાં હવે ચાર્લ્સટાઉનમાં ન જ બેસી રહેવું એ જ ઉત્તમ રસ્તો જણાયો. તેથી ટ્રાન્સવાલમાં દાખલ

થવાનો ને છેવટે જો ન પકડાઇએ તો ટોલ્સ્ટોય ફાર્મ પહોંચવાનો ઠરાવ કર્યો. કુચ કરતાં પહેલાં સરકારને ખબર આપી કે પકડાવાને ખાતર અમે ટ્રાન્સવાલમાં દાખલ થવાના છીએ. અમારે ત્યાં રહેવું નથી, ત્યાંના હકની ઇચ્છા નથી. પણ જ્યાં સુધી સરકાર નહિ પકડે ત્યાં સુધી અમે અમારી કુચ જારી રાખશું અને છેવટે ટોલ્સ્ટોય ફાર્મ પર મુકામ કરશું. સરકાર જો પા. ૩ નો કર કહાડી નાંખવાનું વચન આપે તો અમે પાછા જવા તૈયાર રહેશું. આ નોટીસની ઉપર સરકાર ધ્યાન આપે એવી તેના મનની સ્થિતિ નહતી. તેના જાસુસો તેને ભમાવના હતા. લોકો થાકશે એમ સમજાવના હતા. સરકારે બધી ભાષાઓમાં નોટીસ છપાવીને હડતાલીઆઓને વહેંચી હતી.

છેવટે ચાર્લ્સટાઉનથી પણ આગળ વધવાનો વખત આવી લાગ્યો. તા. ૬ ઠી નવેમ્બરે ત્રણ હજારનો સંઘ પરોઢીયે રવાના થયો. આખી હરોળ એક માઇલ કરતાં વધારે લાંબી હતી મી. કેલનબેક તથા હું પાછળના ભાગમાં હતા. સંઘ સરહદ ઉપર પહોંચ્યો, ત્યાં પોલીસની ટુકડી હાજર હતી, અમે બે ત્યાં જઇ પહોંચ્યા એટલે પોલીસ સાથે વાતચિત થઇ. તેણે અમને પકડવાની તો ના પાડી, એટલે સરઘસ નિયમમાં અને શાન્તિથી વૉક્સરસ્ટ વચ્ચેથી પસાર થયું. શહેર બહાર સ્ટાંડર્ટન રોડ ઉપર જઈ બધાએ પડાવ નાંખ્યો, સહુએ ખોરાક લીધો. સ્ત્રીઓ કુચમાં સામેલ ન થાય એવી ગોઠવણ કરવામાં આવી હતી. છતાં જુસ્સાનું પુર અટકાવવું મુશ્કેલ થઇ પડયું અને કેટલીક સ્ત્રીઓ સામેલ થઇ તો પણ કેટલીક સ્ત્રીઓ તથા છોકરાં હજુ ચાર્લ્સટાઉનમાં રહેલાં હતાં તેમની બરદાસ કરવાને મી. કેલનબેકને વૉક્સરસ્ટની હદ ઓળંગ્યા પછી પાછા મોકલ્યા.

બીજે દિવસે પામફર્ડ આગળ પોલીસે મને પકડયો. મારા ઉપર તહોમત બીન-હક્કદાર માણસોને ટ્રાન્સવાલમાં દાખલ કરવાનું હતું. બીજાઓને પકડવાને તેને હુકમ ન હતો. એટલે વૉક્સરસ્ટ પહોંચ્યા

પછી સરકારને મેં નીચે મુજબ તાર કર્યો; "સત્યાગ્રહની લડતના મુખ્ય પ્રચારકને સરકારે પકડેલ છે તેથી હું ખુશી થાઉં છું, પણ તેની સાથે કહ્યા વિના રહી શકતો નથી કે તે માટે જે તક સાધવામાં આવી તે દયાની નજરે જોતાં અત્યંત કફોડી છે. સરકાર કદાચ જાણતી હશે કે આ કુચમાં ૧૨૨ સ્ત્રીઓ અને ૫૦ બાળકો છે તથા બધાં પોતાને ઠેકાણે પહોંચે ત્યાં સુધી જીંદગી ટકી રહે એટલા ખોરાક ઉપર નભે છે. અને તાઢ તડકાની સામે રક્ષણ રહીત છે. આવા સ્થિતિમાં મને તેથી વિખુટો કરવો એ ન્યાયનું ભારે ખંડન-કર્તા કહેવાય, જ્યારે ગઇ રાતે મને પકડવામાં આવ્યો ત્યારે મારી સાથેના માણસોને જણાવ્યા વિના હું તેઓને મુકી આવ્યો છું. તેઓ કદાચ ક્રોધથી ગાંડાતુર બની જાય. એટલે હું માગુ છું કે કાંતો તેઓની સાથે કુચ કરવાની રજા મને આપવામાં આવશે, અથવા તો સરકાર તેઓને રેલ ગાડીથી ટોલ્સ્ટોય ફાર્મ પહોંચાડશે અને ખોરાકી પણ પૂરી પાડશે. જેના ઉપર તે માણસોનો વિશ્વાસ છે તે વિનાના તેઓને કરી મુકવા અને તેની સાથે તેને માટે ખોરાકી વિગેરેનો કાંઇ બંદોબસ્ત ન કરવો અયોગ્ય ગણાય. હું ઉમેદ રાખું છું કે ફરી વિ-ચાર કર્યા પછી સરકાર પોતાનો ઠરાવ ફેરવશે. જો કુચ દરમીયાન અણધાર્યો બનાવ બનશે, અને ખાસ કરી ધાવણાં બચ્ચાંવાળી બાઇ-ઓમાંથી કોઇનાં મરણ થશે તો જવાબદારી સરકારની છે."

સરઘસ આગળ ચાલ્યું. મને વોલ્કરસ્ટના ન્યાયાધીશ સન્મુખ ઉભો કરવામાં આવ્યો. મારે બચાવ તો કાંઇ કરવાનો ન હતો પણ જે માણસો પામફર્ડથી આગળ ગયા હતા, તથા હજુ જે ચાર્લ્સટાઉ-નમાં પડેલા હતા, તેની કેટલીએક વ્યવસ્થા સંભાળવાની હતી. એટલે મેં મુદત માગી. સરકારી વકીલે તેની સામે વાંધો લીધો પણ ન્યાયાધીશે જણાવ્યું કે બેઇલ ફક્ત ખુનના આરોપમાંજ નામંજુર કરી

શકાય. તેથી તેણે ૫૦ ની જામીનગીરી માગી, એક અઠવાડીયાની મુદત આપી. જામીનગીરી તુરતજ વોલ્કરસ્ટના એક વેપારીએ આપી દીધી. હું છુટો થઇ પરબારો કુચ કરનારાઓને મળ્યો. તેઓનો ઉત્સાહ બમણો વધ્યો. દરમીયાન પ્રિટોરીઆથી તાર આવી ગયો કે મારી સાથેના હિંદીઓને પકડવાનો સરકારનો ઇરાદો નથી. આગેવાનોનેજ પકડવામાં આવશે. આનો અર્થ એમ નહોતો થતો કે બીજા બધાને છુટ આપવામાં આવશે. પણ બધાને પકડી આપણા કામને સહેલું કરવા અથવા તો હિન્દમાં ખળભળાટ કરવા સરકાર ઇચ્છતી ન હતી.

પાછળ બીજી એક મોટી ટુકડી સહિત મી૦ કેલનબેક આવતા હતા. અમારી બેહજાર ઉપરની ટુકડી સ્ટાંડર્ટન આગળ પહોંચી ત્યાં ફરીને મને પકડવામાં આવ્યો અને કેસની તા. ૨૧ મીની મુદત પડી. અમે તો ચાલ્યા પણ હવે આ બધું જીરવાય તેમ ન હતું; એટલે તેણે પ્રથમ મને આ બધાથી એકદમ વિખુટો પાડવાનું પગલું લીધું. આ સમયે મિ૦ પોલાકને હિંદુસ્તાનમાં ડેપ્યુટેશન લઈ મોકલવાની તૈયારી થઇ રહી હતી. તે માટે ઉપડતાં પહેલાં તે મને મળવા આવ્યા. પણ " આદર્યાં અવધચ રહે અને હરી કરે સો હોય " એમ બન્યું. મને ફરી ત્રીજી વખત ગ્રેલીગસ્ટાડ આગળ પકડયો. આ વખતનું વોરંટ ડંડીથી નીકળેલું હતું. અને તહોમત ગીરમીટીયાઓને કામ છોડાવ્યાનું હતું. અહીંથી મને ઘણીજ ચુપકીથી ડંડી લઈ ગયા. ઉપર જણાવી ગયો છું કે મિ૦ પોલાક અમારી સાથે કૂચમાં હતાં. તેણે આ કામ સંભાળી લીધું. ડંડીમાં મંગળવારે કેસ ચાલ્યો. મારા ઉપરના ત્રણે આરોપ મને વાંચી સંભળાવવામાં આવ્યા. તે મેં કબુલ રાખ્યા અને રજા મેળવી જણાવ્યું કે "મારા પોતાના તરફ અને બધી પ્રજા તરફ ન્યાયની ખાતર મારે કહેવું જોઇએ કે જે તહોમત મારા ઉપર મૂકવામાં આવ્યાં છે તેની બધી જવાબદારી એક વકીલ તરીકે તથા નાતાલના જુના રહીશ તરીકે

હું મારે માથે લઉં છું. હું માનું છું કે આ લોકોને કોલોનીની બહાર લઈ જવાથી લોકોના મન ઉપર જે છાપ પડી છે તેનો હેતુ ઉમદા હતો. ખાણુવાળા સામે કાંઇ તકરાર નથી. આ લડતથી તેમને ગંભીર નુકશાન થાય છે તે માટે હું દીલગીર છું. હું હિંદી મજુરો રાખવા વાળાને પણ વિનંતિ કરૂં છું કે આ કર મારા દેશી ભાઇઓ પર ભારે બોજા રૂપ છે અને તેથી તે રદ થવો જોઇએ, મને લાગે છે કે ઓન. મિ. ગોખલે અને જનરલ સ્મટસ વચ્ચે જે સ્થિતિ ઉભી થઈ છે તે જોતાં અત્યંત ધ્યાન ખેંચાય તેવી લડત ઉઠાવવાની મારી ફરજ હતી. સ્ત્રીઓને અને ધાવણાં બચ્ચાને સંકટ સહન કરવાં પડયાં છે તે હું સમજુ છું. અને તે છતાં મને લાગે છે કે લોકોને સલાહ આપવાની મારી ફરજ હતી. અને તે મે બજાવી છે. અને જ્યાં સુધી તે કર રદ થયો નથી ત્યાં સુધી કામ નહી કરવાની ને ભીખ માગીને પેટ ભરવાની સલાહ મારા દેશી ભાઇઓને ફરી ફરી આપવામાં હું મારી ફરજ સમજીશ. મને ખાત્રી છે કે દુઃખ ભોગવ્યા વિના તેઓની પરના જુલમનો અંત આવવાનો નથી.”

હું તો જેલમાં ઠરી ઠામ બેઠો. પાછળથી વાલ્કરસ્ટમાં મારા ઉપર કામ ચાલ્યું અને ડંડીમાં થએલી નવ માસ ઉપરાંત ત્યાં બીજી ત્રણ માસની જેલ થઇ.

આ અરસામાં મને ખબર થયા કે મિ. પોલાક પકડાયા છે અને હિંદુસ્તાન જવાને બદલે જેલમાં જઇને બેઠા છે. હું તો રાજીજ થયો કેમકે મારે મન પહેલા ડેપ્યુટેશન કરતાં આ ડેપ્યુટેશન મોટું થયું. તે પછી તુરતજ મી. કેલનબેક પકડાયા અને તે પણ મી. પોલાકની પેઠે ત્રણ માસની જેલમાં જઇને બેઠા. આગેવાનોને પકડયા પછી લોકો નમી જશે એમ માનવામાં સારકારે તો ભૂલજ કરી. બધા હડતાલીઆઓને ચારેક ખાસ ટ્રેનો ભરી ડંડી તથા ન્યુકાસલમાં પાછા ખાણો ઉપર લઇ જવામાં આવ્યા. ત્યાં તેઓના ઉપર જુલમ થયો.

તેમને બહુ સહન કરવું પડયું. પણ સહન કરવાને તો બધા બહાર પડેલાજ હતા. સૌને આગેવાનો વગર પોતાનું બળ બતાવવાનું હતું અને તે તેમણે બતાવી આપ્યું. કેવી રીતે બતાવ્યું તે જગત જાણે છે.

કવિ દયારામે ખરૂં ગાયું છે કે:—

મહા કષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોહોને મળ્યા,
ચારે યુગના જુઓ, સાધુ શોધી;
વહાલ વૈષ્ણુવ વિષે વીરલાને હોય બહુ,
પીડનારા જ ભક્તિ વિરોધી. મહા૦

ધ્રુવજી પ્રલ્હાદજી ભીષ્મ બળિ વિભિષણ,
વિદુ કુંતિ કુંવર સહિત દુખિયાં;
વસુમતિ દેવકી નંદજી યશોમતી,
સકલ વ્રજ ભદ્ર દુખિ ભક્ત સુખિયાં. મહા૦

નળ દમયંતી હરિશ્ચંદ તારાનયની,
રૂકમાંગદ અંબરિષાદિ કષ્ટિ;
નરસિંહ મહેતો ને જયદેવ મીરાંજની,
પ્રથમ પીડા પછી સુખની વૃષ્ટિ. મહા૦

વ્યાસ આધિ વ્યાધિ તુલસી માધવાદિક,
શિવ કપાલી વિદ્યા વિશ્વ નિંદે;
જગ જનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું.
પાપ વણુ તાપ જેને જગત વંદે. મહા૦

સંચિત ક્રિયમણિ પ્રારબ્ધ જેને નથી,
તેને ત્રય તાપ આવી નડે છે;
અકલ ગતિ ઇશ હેતુ ન સમજ્યું પડે,
પ્રબલ ઇચ્છા સર્વે તે પડે છે. મહા૦

છે કથન માત્ર એ પાપ ને પુણ્ય એ,
નચવ્યું નંદકુંવરનું જગત નાચે;
દયા પ્રિતમ રૂચિ વિનાં પત્ર હાલે નહિં,
પણ ન ભાગે ભ્રમણ મન્ન કાચે. મહા૦

( આ લખાણનો વિશેષ ભાગ યુરોપી વિગ્રહને લીધે જરૂરી અવકાશના અભાવે ગાંધીજીથી લખી શકાયો ન હતો. )



# પ્રજાકીય સાહિત્ય મન્દિર

## નાં

# અમૂલ્ય રાષ્ટ્રીય પુસ્તકો

### દરેક ઘરમાં અને લાયબ્રેરીમાં રાખવા લાયક.

| | મૂલ્ય |
|---|---|
| ૧ **મહાત્મા ગાંધીજીનો** **મ્હારો જેલનો અનુભવ** (દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીજીએ અનુભવેલો જેલનો અનુભવ ) | ૦-૬-૦ |
| ૨ **સત્યાગ્રહ** ( સત્યાગ્રહ વિષેના મહાત્મા ગાંધીજીના ઉત્તમ લેખોનો સંગ્રહ, હન્ટર કમિટિ સમક્ષની સત્યાગ્રહ તત્ત્વ નિરૂપક તેમની ભવ્ય જુબાની તથા દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડતના હેવાલ સહિત) | ૦-૬-૦ |
| ૩ **વિદ્યાર્થી આલમને** (મ. ગાંધીજીનાં વિદ્યાર્થીઓ સમક્ષનાં ભાષણો તથા લેખો) | ૦-૩-૦ |
| ૪ Language of the Heart or Messages of Imprisoned Leaders | ૦-૨-૦ |
| ૫ **મહાત્મા ગાંધીજીના પત્રો** (ખાનગી) | ૦-૬-૦ |
| ૬ **સ્વદેશ ગીતામૃત** | ૦-૪-૦ |
| ૭ **હિન્દ સ્વરાજ** | ૦-૩-૦ |
| ૮ **મહાત્મા ગાંધીજી** (જીવન ચરિત્ર) | ૦-૬-૦ |
| ૯ **લોકમાન્ય ટિળક** (ટુંકું જીવન ચરિત્ર) | ૦-૨-૦ |
| ૧૦ **સ્વરાજ કુસુમાવલિ** | ૦-૧-૩ |
| ૧૧ **ગાંઝી મુસ્તફા કેમાલપાશા** ( તુર્કીના મહાન નેતાનું ચરિત્ર | ૦-૨-૬ |

તુરત લખોઃ—

**પ્રજાકીય સાહિત્ય મન્દિર, દોલતખાના**

**૪૧૦૫-અમદાવાદ.**

# ઉપયોગી સસ્તું રાષ્ટ્રીય સાહિત્ય.